અ

ર્પ

ણ

જે કંઇ દીધું તેં, આપ નું બધું;
ભેટ કરૂં શું નાથ!

નમસ્કારની ભેટ દઇ,
હું જોડું બંન્ને હાથ.

જે જેનું તે તેનું સમજી,
મેં મારાનો, કીધો ત્યાગ.

યાદ કરાવું તારી લીટી,
તેનો પણ હું કરતો ત્યાગ.

આપ્યુ તેં તુજને આપું,
પછી તારાને જાણુ.

તારો રંગ સદા ટકે,
હું રાચું મન માજાર.



'બિચારો'



''નારેશ્વરનો નાદ''નું વક્તવ્ય કરતા પૂ. શ્રી.

श्री गुरुदेवदत्त

# यत्किंचित्

गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं, तापं च दैन्यं च घ्नन्ति सन्तो महाशयाः ॥

પૂ બાપજીનો પ્રથમ પરિચય ૧૯૪૬ની સાલમાં થયો હતો. પ્રથમ દર્શન પહેલાં તો મારા વિચારમાં શ્રદ્ધા કે સંતો સંબંધીનો ખ્યાલ ન હતો. તાજું ભણતર અને ભણતરના ગુમાનના ભૂતે મગજમાં વાસ કર્યો હતો. ધંધો કર્મકાંડનો કરવો અને શ્રદ્ધા જો મને જ ન હોય તો યજમાનને ક્યાંથી શ્રદ્ધાવાન બનાવી શકું ? એ બધા વિચારો આવે ખરા, છતાં યજમાનમાં શ્રદ્ધા આવવાની હોય તો આવે, પરંતુ ચાર્જ નક્કી કરી કામ કરાવવા જવું. એક દિવસ ચાર્જ નક્કી કરવાનો એવો સુયોગ આવ્યો કે મારા સ્નેહી રામજીભાઈ નાયક, શ્રી. ઠાકોરદાસ નામના એક વયોવૃદ્ધ વણિકને લઈને આવ્યા, અને પ્રસ્તાવના કરી કે,— "ગુરુપૂર્ણિમાએ હમારા ગુરુદેવ શ્રીરંગ અવધૂત મહારાજનું હમો પૂજન કરીએ છીએ; તો આ વર્ષે આપ પૂજન કરાવવા આવશો ?" —મેં પ્રત્યુત્તરમાં 'હા' કહી અને આખા દિવસના કામ માટે રૂપિયા પચ્ચીસ દક્ષિણા નહિ, પણ ચાર્જ કહ્યો. અને "૭ વાગે કામ પૂરું થય કે ન થાય તો પણ હું પડતું મૂકીને ચાલ્યો જઈશ" એમ કહ્યું. છતાં મુરબ્બીશ્રી ઠાકોરદાસે મારામાં એવું કંઈક જોયું હશે, ને તેઓ "હા" કહી ગયા. પૂજન કરાવવા ગયો ત્યાં દક્ષિણા મુકતી વખતે મેં જ "ના" કહ્યું કે "દક્ષિણા મુકવાની નથી. મને તો મારા નક્કી કર્યા મુજબના રૂપિયા પચ્ચીસનો ચાર્જ મળવાનો જ છે, પછી બીજી પરચુરણ દક્ષિણાઓ ઉપર મારો શો હક્ક છે ?" ઠાકોરદાસ પણ બોલ્યા કે: "હમારા ગુરુદેવની

પૂજન વિધિમાં એક પણ પૈસો પ્રસ્થાપિત કરવામાં આવતો નથી." પાદુકા ઉપર નામસંકીર્તનને અભિષેક શરુ થયો. હું વિચાર કરું છું કે આ પાવડી ઉપર બધા શું બોલે છે ? ભલે બોલતા આપણે રુદ્રાભિષેકના આવર્તન કરવાની મહેનત ઓછી. અને ઘડિા તોડવો પણ ન પડે કરવા દીધું બરાબર સાડા ૭ વાગ્યા એટલે કહ્યું કે "હું જાઉં છું". તે સમયે મેં પૂજા બરાબર કરાવી, પરંતુ મારી શ્રદ્ધાનો જ ક્ષેપ મેં કરેલો નહીં. એ પૂજનવિધિથી પ્રતિવર્ષે મને છોડે જ શાના ?

✓ બે વર્ષ પૂજન કરાવી ત્રીજે વર્ષે શ્રી રામજીભાઈના અતિ આગ્રહને વશ થઈ કેવળ ફરવાની ભાવનાથી નારેશ્વર ગયો. ને તે પહેલ વહેલો જ ગયો. ત્યાં તો અંધારપટ, દિવડું સરખુ પણ ન થાય. મને તો બાપજી ક્યાં બેઠેલા તે પણ સુઝે નહીં. છતાં શ્રી રામજીભાઈની પાછળ ચાલ્યા કીધું. એમણે જ્યાં હાર ચઢાવ્યો ત્યાં હું પગે લાગ્યો. ગુરુદેવ કાળી કામળી ઓઢીને ખુરશી પર બેઠા હતા. બાજુમાં અગરબત્તીનો ધૂપ બળ્યા કરતો હતો શિવોઽહમ્‌ના શબ્દથી અમોને આવકાર્યા હું પગે લાગ્યો. હું અશ્રદ્ધાવાન કેવો કે એક હાર કે એક ફૂલ પણ હું લઈ ન ગયો. એ મારી અશ્રદ્ધાઓં પર આજે હાસ્ય થાય છે. મારી ઓળખ આપી. બીજે દિવસે પણ રહ્યાં. મારા જવાનો હેતુ ગુરુપૂર્ણિમાને દિવસે તે સાધુ કોણ હતો તે જાણવાના હતો. તેથી નારેશ્વર ગયો હતો. હેતુ સર્યો નહીં. છતાં બીજે દિવસે ફરી પ્રયત્ન કરી જોયો. પણ ગોળગોળ જવાબ મળ્યો કે સમય પાકશે ત્યારે ખબર પડશે.

બીજે દિવસે સાંજે જેની મને સુગ અને જે ખાવા પણ ન ગમે, અને ખાધા પણ ન હતા એવા કડવાં કારેલાંનું શાક મને ખવડાવી, કડવું પાયું. સ્વાનુભવની વાત છે કે એ શાક હું ન ખાત. શ્રી રામજીભાઈના અતિ આગ્રહથી ખાવું પડ્યું. ત્યારે નારેશ્વરમાં જાતે રસોઈ બનાવી લેવાની સુવિધા હતી. મારું જ બનાવેલું શાક ન ખાવાના આશયથી મેં ગમે તેમ કાપી મીઠા સિવાય કંઈ નાંખ્યું ન હતું. છતાં

જ્યારે ખાધું ત્યારે ગળ્યુ લાગ્યુ. જો વિચાર કરુ કે એલાયચીનો સ્વાદ, ધાણાજીરૂનો સ્વાદ, તીખાટ વિગેરે જે જે રસની ઇચ્છા કરું તે તે રસ તેમાંથી મળતો હતો. લેશ પણ ન ખાવાની ઇચ્છાવાળા મે જેમ તેમ રામજીભાઇને થોડુ ક આપ્યુ અને બાકીનુ બધુ જ ખાધુ. એ સ્વાદ ત્યાર પછી કોઇ દિવસ મળ્યો નથી અને મળશે કે કેમ? પોતના માણસને કડવુ પાવુ અને પારકાને મીઠુ ખવડાવવુ એ પ્રથા જાળવીને મને પોતાનો બનાવી પોતાની જમાતમા લીધો

એઓશ્રોના પ્રથમ દર્શને જ હું પ્રભાવિત થયો પણ મનમા વિચાર કરતો, કે બાવાઓની અડફટમા ન આવવુ, કે ભળવુ નહિ એઓ આપણા વિચારને અને જીવનને રુધનારા બને છે, એવો ખોટો ખ્યાલ જે હતો, તે પ્રથમ દર્શને જ સ્હેજ ઓછો થવા લાગ્યો

પૂજ્યશ્રીની સૌમ્ય મૂર્તિ, પ્રેમાળ અમીદષ્ટિ, કાયમનુ હાસ્ય ભરેલુ ગભીર મુખારવિંદ ગૌરવવતી પ્રતિભા, અનેરું વ્યક્તિત્વ અને એઓમા રહેલા અનત સ્નેહના સ્રોતથી મારી મનોમય શુષ્ક ભાવના વલ્લરીમા જળ સિચન થતુ ગયુ, અને વલ્લરી નવપલ્લવિત થતી ગઇ એઓ શ્રીના સાન્નિધ્યમા મળતી શાંતિ, રહસ્યમયી વાતો, એમના બોલમાથી પાસે બેસનાર બધાને જે જે જોઇએ તે તે મળતુ જ રહેતુ. સમદષ્ટિના આ સત મને મારા પરિવારને સ્વજનોને મારા મિત્ર વર્ગને પ્રેરણા મૂર્તિ થઇ પડ્યા એ સસ્કારો મારા નથી એમની કૃપા મેળવવી એ તપ મારુ નથી પણ મારા વડીલ બધુ તપસ્વી જીવન જીવનાર મુરબ્બી શંકરલાલ ( પાર્વતીશકર ) નુ જ હતુ મારામાં સસ્કારનુ સિચન એમનુ જ હતુ. એ સમર્થ જ્ઞાનીને હમારા કૂળ ઉદ્ધારક કહું તો ખોટુ નથી એમની અતકાળે કરેલી આગાહી સાચી ઠરી —" મારા દેહવિલય પછી મુઝાશો નહિ આપણા ઘરે એક મહાન વિભૂતિ અવતારી પુરુષ આવશે, તે તમોને માર્ગદર્શન આપી આ ઘરમાં લીધેલા મારા જન્મને સાર્થક કરીને તેતમારી પૂજનીય મૂર્તિ થશે " અને ખરેખર!

વડીલબંધુના દેહાત પછી શ્રીબાપજીનો સબંધ થયો અને અનંત યુગો સુધીના હમો અંધારે હતાં તે કંઇક અજવાળે આવ્યા.

અમારા પ્રથમ પરિચય સમયે નારેશ્વરમાં એમની નાનીશી ગુફા હતી ધર્મશાળાં બધાઈ ને તૈયાર થઇ હતી અને પૂન્યશ્રીની પ્રસિદ્ધિનો પમરાટ ખરો, પણ આજના જેવો નહી એમના સબંધથી એમના નિર્વાણદિન સુધીનો એકધારો સ્નેહ ચાલુ જ રહ્યો પણ ભૂખ થોડી જ લુપ્ત થાય છે ?

અંગત એવાં કેટલાંય પ્રસંગો બન્યાં કે જેનો પાર નથી છેવ્ટે જીવનલીલા સમેટવા પહેલા પણ એમણે મને તથા મારા બંધુઓને યશભાગી બનાવ્યા ગોઆદરા (જીલ્લા. સુરત)માં જીર્ણોદ્ધારનું મહાન કાર્ય કરાવ્યું મારા અંગત વ્યવહારમાં મને સાથ આપ્યો અનેક વાર પ્રેરણાઓ આપી વળી માણગાંવનો પ્રવાસ જ્યારે યોજાયો ત્યારે જયપુરમાં મને તથા શ્રી બાબુભાઈ દવે (ઝવેરી)ને વ્યવસ્થિત સૂચનો કર્યાં માણગાંવનો પ્રવાસ યોજ્યો મુંબઈમાં દત્તયજ્ઞ કરી, બૃહદ્ મુંબઈ તથા મુંબઈના વિસ્તારમાં રહેતા કોઈ પણ ભક્તાને અસંતોષ ન રહે તેથી એમણે એક માસની મુંબઈ ખાતેની પરિભ્રમણ યોજના મને સાથે રાખી કરી. તેમાં મારી પ્રેરણા અને પ્રગતિને અનુમોદન આપનાર શ્રી બાબુભાઈ દવે (ઝવેરી) અને ભીખુભાઈ પટેલ (સીસોદરા, હાલ આફ્રિકા)નો સાથ ન હોત તો માણગાંવ પ્રવાસ યોજી શકાત નહી છેવ્ટે બાજીના દેહ વિલય પછી મે પદયાત્રાનો પ્રસ્તાવ મુકયો ત્યારે પૂજ્યશ્રીએ સાચું માર્ગદર્શન આપ્યું દરેક યાત્રિકો પાસે પદયાત્રામાં દાખલ થવા માટે સો સો રૂપિયા લેવાની વાતને પૂજ્યશ્રીએ નકારી કાઢી તો એ કામ કેવી રીતે કરવું ?''ભગવાન કરાવશે, ચિંતા શાને કરવાની હોય ?' ત્યાંથી છોડી મુંબઈ આવ્યો મારા મિત્રશ્રી ગોવિંદભાઈ વખારિયાને પ્રેરણા મળી, અને તેમણે ગુરુલીલામૃત સપ્તાહ અને પદયાત્રાના પ્રવાસ માટે ખર્ચોના રૂપિયા દસહજાર જેટલી મોટી રકમ આપી તે આપનાર, પૂજ્યશ્રી અને હું તથા એકાદ બે વ્યક્તિઓ સિવાય કોઇ જાણતું ન હતું એ પૈસા પણ પૂજ્યશ્રીની આજ્ઞા થઈ એટલે જ લીધા બાદ છેલ્લી પદયાત્રાનું આખરી સ્વરૂપ આપવા માટે તથા એમના

આશીર્વાદ માટે હું તથા શાસ્ત્રીજી નીલકંઠભાઈ અને એક મહારાષ્ટ્રીયન-ભાઈ શ્રી બચુભાઈ ધાપરે સાથે ઓચ્છણ મુકામે ગયો. ત્યારે પૂજ્યશ્રીએ એ અગત્યની સલાહ આપી કે "તમે પદયાત્રામાં ઘણા સ્ટ્રીક રહેજો. તમને હું વ્યવસ્થાપક તરીકેની જવાબદારી સોંપું છું અને નીલકંઠભાઇને તમારા મદદનીશ તરીકે સોંપું છું. જે કાંઇ પૂર્વ વ્યવસ્થા કરવાની હોય તે તમારે અગાઉથી જઇને કરવી. પદયાત્રામાં ચાલવા કરતાં યાત્રિકોની દેર દેર વ્યવસ્થા કરવી કઠિન છે. તમો જે કાંઇ આદેશ પદયાત્રિકોને કરશો તે 'હું પોતે જ કરું છું,'' એમ યાત્રિકો માને. ને ન માને તો તે જાણે; પણ કોઇ યાત્રિક તમારા પોતાના મિત્ર નથી એમ સમજી પદયાત્રા કાઢજો. પછી ભલે એકમેકનાં મોઢાં જોવાનો સંબંધ પણ ન રહે, તેની ચિંતા કરશો નહિ'' મારી સાથે બચુભાઈ ધાપરે હતા તેમને પાસે બોલાવી કહ્યું કે "રમણલાલના સહાયક વ્યવસ્થાપક તમે છો. મહારાષ્ટ્રીયન યાત્રિકોને તમારે કાબુમાં રાખવા. એમની ફરિયાદ જે કાંઇ હોય તે તમારા દ્વારા રમણલાલ પાસે જવી જોઇએ." અને ધાપરેએ અતિ આનંદથી કબૂલ્યું. આ યોજના ને સંયોજિત રાખવા માટે નીલકંઠભાઇને સહાયક બનાવ્યા અને એક મુખ્ય ચેતવણી આપી કે "રસ્તેથી મુંબઇનો કોઇ પણ ભક્ત પદયાત્રામાં દાખલ થઇ ઠેઠ સુધી યાત્રામાં રહે તો તેને અને નારેશ્વરની નજીકનો કોઇ પણ ભક્ત અંકલેશ્વર પછી દાખલ થાય તો તેને આ પદયાત્રામાં લેશો જ નહિ." એ પદયાત્રામા મને મશભાગી બનાવ્યો. આખી યે યાત્રામાં મને બે વાર પ્રત્યક્ષતા સ્પષ્ટ કરી બતાવી. અને સાથે ચાલતો બાપજીનો આભાસ મને તથા ત્રણ-ચાર યાત્રિકોને થયેલો. તે સિવાય અંકલેશ્વર મુકામે યાત્રામાં સંયોજિત થયેલા એવા શાસ્ત્રીજી કૃષ્ણશંકરભાઇને પણ થયેલો. તેણે સ્વમુખે જાહેરમા કબૂલ કર્યું હતું. જે પ્રસંગ પદયાત્રા શતકમાં આપેલ છે.

છેલ્લે મારા વડીલ સ્નેહી બાબુભાઇ ઝવેરીનાં બનેવી શ્રી શાંતિભાઇ ઝવેરી જેઓ જયપુરમાં રહે છે, એમના અતિ આગ્રહથી પૂજ્યશ્રી જયપુર ગયાં; ત્યારે ત્યાં જ એકોતેરમી રંગ જયંતિનો મહોત્સવ નિશ્ચિત બન્યો. મહાપૂજાનાં પૂજન કાર્ય માટે શ્રી શાંતિભાઇએ મને જયપુર બોલાવ્યો.

તે વખતે મને ખબર ન હતી કે આ જન્મ જયંતિ છેલ્લી અને પાદુકા પૂજન પણ આ છેલ્લુ જ હશે છતા જે લાભ અપાવ્યો તેથી હુ તેમના આભારના ભાર નીચે દબાયો છુ એમને માટે ક્યા શબ્દો વાપરી શકુ ? પૂજ્યશ્રી ને તો ખબર જ ન હતી કે હુ જયપુર આવી રહ્યો છું. એ તો મારા જયપુર જવા પહેલાં અડધો કલાક અગાઉ પૂજ્યશ્રીને કહેવામા આવ્યું હતુ, કે "મુબઇથી રમણલાલ પ્લેઇનમાં આવી રહ્યા છે," ત્યારે પૂજ્યશ્રી એ આશ્ચર્ય વ્યક્ત કર્યું હતુ અને આનંદિત થયા હતા પરતુ મને બોલાવનારી વ્યક્તિ શ્રી શાંતિભાઇને પણ પૂજ્યશ્રીની ગુપ્ત પ્રેરણા મળી જ હોવી જોઇએ.

પૂજ્યશ્રીના દેહાત પછી મને થયુ કે છેલ્લો ઉત્સવ અને છેલ્લુ પાદુકા પૂજન, મારા હાથે થવાથી મહદ્ અશે હુ ભાગ્યશાળી થયો ઉત્સવને બીજે કે ત્રીજે દિવસે સુમનભાઈ માસ્તરને પાદુકાઓ કોથળો ભરી ગગતાજીમાં સાધુઓને વહેચવા માટે મોકલ્યા ત્યારે પૂજ્યશ્રી બોલ્યા કે "આ સામે મુકેલી પાદુકા રમણલાલ તમે લઇ જાઓ હુ હવે પાદુકાપૂજન કરાવવાનો નથી અને મે આપેલ પીતાંબર રાખી મુકજો, પહેરશો નહીં." ત્યારે પાદુકાની મે ના પાડી "હજી આપણે તો ગુજ, નદીહીલ, ગોના વિગેરે જગ્યાએ જવાનુ છે, તો પછી ત્યા આપ પાદુકા વગરના હોવ તે શુ સારુ દેખાય ? તે છતા આપવાનો આગ્રહ ચાલુ જ રાખ્યો. પછી શ્રી સુમનલાલ માસ્તરને બોલાવી કહ્યુ કે—"આપણા શાંતિનિકુજમાં થોડાંક દિવસ પહેરેલી એક સુખડની પાદુકા છે તે રમણલાલ નારેશ્વર આવે ત્યારે આપવાની છે, તે તમે યાદ રાખજો." આટલા શબ્દો કહ્યા પછી કેટલીક વાતો ઘણી જ ઊંડી, ગર્ભિત શ્લેષમાં અને ચિવટાઇથી કરી કે તે સલાહ અને સૂચનો મને ઘણા જ પ્રેરણાદાયી થઈ પડયાં અને એક બાજુમા મુકેલા ટેબલ ઉપર કોલમેલ હતો તે મારા એક મિત્રને જાતે આપી આવવા સૂચન કર્યું તથા હવે વખત ખરાબ આવ્યો છે કોઇ કોઇના જીવનનો ભરોસો નથી, વગેરે વગેરે વાતો કરતા કરતા છેલ્લે એમ કહ્યુ કે "દસ વર્ષ તમે પાછા હઠી જાવ તો સારુ પડશે" ગભીરતા ભરી, ધીમા શબ્દમા

જાણે પોતાનાં પુત્રને આખરી સંદેશ આપતાં કેમ ન હોય ?— તેમ ફરી પાછું બોલ્યા કે "દિલ પુકાર કહીને કહે છે દસ વર્ષ પાછા હટી જજો" ખેર ! બધું યાદ કરીને જીવન રોતું થયું અને સદાકાળ રોતું રહેવાનું.

દેહાંતની ખબર આપવા પહેલાં રાત્રે બે વાગે જાગી જવાયું. દૃષ્ટાંત થયું કે "ઓગણીસ તારીખે તને હરદ્વાર આવવા કહેલું. આજે રાત્રે બાર વાગે વીસ તારીખ શરુ થઇ તો પણ કેમ ન આવ્યો ?" પણ ખરું કહું તો મને, "ઓગણીસ તારીખે સંદેશો મળશે ત્યારે હરદ્વાર આવજો, નહીં તો ત્રીસ તારીખે શ્રીપદ્મકાંતભાઇ સાથે આવજો." એમ કહેલું. જેથી સંદેશો મળે તો જાઉં ને ! ત્યાં રાત્રે બેથી ૭ સુધી ઉંઘ જ આવી નહીં. ખુબ વ્યથા થઇ. અને સવારે આઠ વાગે પદ્મકાંતભાઇને ત્યાંથી કાળની કંપરી જેવો ફોન આવ્યો "બાપુજીની જીવન લીલા સમેટાઇ ગઇ" પોતાનું અવતાર કાર્ય પુરું કર્યું અને આપણું બધું જ અધુરું રહ્યું.

હરદ્વાર જવા નીકળ્યા દિલ્હી એરોડ્રામ પર ખબર મળી કે નશ્વર દેહને નારેશ્વર લઇ જવા માટે હરદ્વારથી લાવી રહ્યાં છે એટલે હરદ્વાર સુધી ન જતાં દિલ્હીથી અમદાવાદ અને અમદાવાદથી નારેશ્વર લાવ્યા, ત્યારે અસીમ કૃપાથી મોટર ચાલે અને મસ્તક ન હાલે જેથી મારે જ એમનું મસ્તક પકડી રાખવાનું સૂચન ડો. વાણીકાકા તરફથી થયું. ને એ પ્રેરણા મૂર્તિને રસ્તે લાવતાં લાવતાં સવારે ૧૦થી રાત્રે ૧૦ સુધીના માર્ગમાં મારા મનની વ્યથા અને અનેક કલ્પના સાથે કંઇ કંઇ ખોટા તરંગો આવ્યા. વળી એટલી જન મંડળી કે જેઓ વ્યગ્ર વદને પોતાના પ્રાણસમા ગુરુદેવના આખરી દર્શન કરવા હારબંધ ઠેર ઠેર અને ગામે ગામ ઉભા હતા. હરદ્વારથી ના લાવ્યા હોત તો ભકતો દર્શન વિના રહેતે, તે માટે મુ. શ્રી મોદીકાકાની તથા નારેશ્વરના ટ્રસ્ટી મંડળની વિચાર શકિત અને ઝડપી નિર્ણયની મનોવૃત્તિ મહદ્ અંશે સાચું કામ કરી ગઇ. ભલે બીજાઓ એમ માને કે ગંગા કિનારેથી ના લાવવા જોઇએ. ન લાવ્યા હોત તો અયોગ્ય થાત. ભકતોને દર્શનની અભિલાષા મનમાં જ રહી જાત.

મને લાગેલો વિરહ એવો થાત કે હું મારી માનસિક સ્થિતિ ખોઇ બેસતે. એ આઘાત મને હતા. એક તો પૂજ્યશ્રી નો અને બીજો આપવા માંડેલી પાદુકા મેં લીધી નહીં તેનો. એ પાદુકા હવે મને મળશે જ કેવી રીતે મારાથી થોડું જ કહેવાય, અને હું કહું તો પૂજ્યશ્રીની ગેરહાજરીનો મેં ખોટો લાભ લીધો એમ કહેવાય. પરંતુ શ્રી સુમનલાલ માસ્તરે મોદીકાકાને કહ્યું હતું કે "પૂ શ્રીએ રમણલાલને પાદુકા આપવાની મહેચ્છા દર્શાવી હતી." જેથી મને નારેશ્વર બોલાવી મુ. મોદીજીએ મળશકે ચાર વાગે પાદુકાની સ્નાનાદિ વિધિ કરી પૂ. શ્રીનું સાન્નિધ્ય માની અત્યન્ત ભાવભર્યા ભગ્ન હૃદયે તે પાદુકા મને આપી. એ ધન્ય પળ મારા જીવનની અને પૂ શ્રી સાથેના સંબંધનું દોહન હતું. એ લઇ હું મુંબઇ આવ્યો રસ્તાના અનુભવોના ઉલ્લેખની આવશ્યકતા નથી. પાદુકા જ્યારે મેં લીધી કે તુરત જ કલ્પના ખડી થઇ અને કાવ્ય ઝરણું નિતર્યું કે "સૂની ચૂડાને સૂનો લીમડો ને સૂનું નારેશ્વર ધામરે." આ કાવ્ય પ્રથમ હતું. પાદુકાજીને ઘરે લાવી કેસર સ્નાન કરાવ્યું, તે વખતે "રેવા નીરમાં કેસર ઘોળી સ્નાન કરાવું રંગા," આ બીજું કાવ્ય સ્ફુર્યું. આમ ને આમ એક એક કાવ્ય ઝરણાંઓ નિતરતાં ગયાં. એક વખતે ખબર નહોતી કે આ નાનાં ઝરણાંઓ એકત્રિત પકડશે અને મહા ઉદધિના સ્વરૂપમાં ફેરવાઈ જશે. પછી જયપુરમાં મને કહેલું કે "પદયાત્રા વર્ણન તમે જાતે લખો અને માજીની પુણ્યતિથિએ પ્રગટ કરજો" પરંતુ ત્યાર પછી રંગ–વિરહ રોકાયો રોકાય તેવો ન હતો. અને એમાં જ મારો સમય ઘણો ગયો. અને એક દિવસ પદયાત્રા લખવાના ગણેશ મંડાયાં. જેમાં કંઈ છેકવું નહીં; અને કંઈ શબ્દ રચના ગોઠવવી નહીં. જેવી આવડે તે પ્રમાણે લખવી. તે પહેલાં કબૂલ કરું છું કે મને સંગીત ઉપર કંઈજ ભાવ ન હતો. ના જાણું માત્રા મેળ, ગુરુ, લઘુ, પ્રાસ, કે છંદ. જેમ આવડે તેમ મેં આ રંગ–વિરહની રચના કરી. પછી પૂ શ્રીનું જીવન ચરિત્ર–તેમાં ખાસ કરીને પૂર્વાવસ્થાથી લોકો ઘણા અજ્ઞાત હોવાની માન્યતાને ખાતર મેં તે શરુ કર્યું. અને તે લખાતું ગયું. આ

બે મહાકાવ્યોમાં મન લાગી ગયું. જેથી મારો વિચાર મેં બોતેર કાવ્યો લખવાનો કર્યો હતો, તે પડતો મુકયો. જેટલી ઉમરના વર્ષથી પૂ. શ્રીની ઓળખ થઈ તે પહેલાંના વર્ષ પ્રમાણે પ્રતિ વર્ષની એક એક અંજલિ પ્રમાણેના એક એક કાવ્ય બનાવી અંજલિઓ આપવા ધાર્યું. તે વખતે પણ થયું કે આ અનુષ્ઠાન પૂરું કેમ થશે. પણ પછી એક કવિની પંકિત યાદ આવી કે "સ્વભાવનું સાધન સાધવામાં પૂરું અનુષ્ઠાન નથી થવાનું. સમાપ્તિ તેની મરવા સમાન પૂર્ણાહુતિ તો પછીથી ચિતામાં." રંગવિરહમાં જે કંઇ સારું છે તે પૂ. શ્રીનું છે. નબળાનો દોષિત હું છું.

પ્રત્યેક કાવ્યોની સાથે તે તે કાવ્યોની પ્રસ્તાવના તો આપી જ છે. ફરી કરવી એ ઉચિત નથી, આ મારા વિરહ-ગીતો વાંચ્યા પછીથી વાંચનારને તરત જ વિચાર આવશે કે 'આટલું' ચાતુર્ય એમનામાં કયાંથી આવ્યું ? ખરેખર એ મારુ નથી જ. એ પૂ. શ્રીની પ્રેરણા પીયૂષ છે. એ કાવ્યોમાં મેં કોઇને કંઈ પણ પ્રહાર કર્યો નથી છતા કોઇને લાગે તો તે વિશાળ હૃદયે ક્ષમા કરશે. અને પૂ શ્રીની પ્રેરણાથી લખાયો એમ માને. હજી પણ મને એમ થાય છે કે પૂ શ્રી હોત, અને મેં મારું એકાદું કાવ્ય બનાવી વંચાવ્યું હોત, તો મને કેવો અને કેટલો આનંદ થાત. અસ્તુ ।

આ પુસ્તક લખાયું તો ખરુ મારી તો વ્યાકરણની ઘણી ભૂલો પડતી. એ બધી ભૂલો કોણ સુધારશે ? એમ વિચાર થતાં મારા એક સક્ષર સ્નેહી પાસે ગયો, તો તે કહેવા લાગ્યા કે તમે આટલું ભણ્યા છો છતાં તમને શાતિ લખતા આવડતુ નથી 'તી' દીર્ઘ કે હ્રસ્વ થાય, એટલી ખબર નથી પડતી. ત્યાથી તો હું જેમ તેમ છુટયો, આ તો કોઇ પાસે જવાય પણ નહિ. એવામા શ્રી નીલકંઠભાઇ શુકલ તરફથી મને સુરતમા અંબિકા નિકેતનની પ્રતિષ્ઠા મહોત્સવનું આમંત્રણ મળ્યુ. ત્યા ગયો ત્યાં નીલકંઠભાઇ પુષ્કળ કામમા મારી ભૂલો કેમ સુધારી શકે ? જેથા મારા ભાણેજ શ્રી રવિકાંત શુકલ એમ. એ. થએલા સાક્ષર છે, તેમણે મારી કેટલીક ભૂલો સુધારી. નીલકંઠભાઇએ ત્યારે મને એક ભાઇશ્રી નરેંદ્ર ન ઉપાધ્યાયની ઓળખ કરાવી. તેમને આ કાર્ય સોપ્યું. તેઓ

જ્યોતિષ અને સાહિત્યના તીર્થ છે, તથા સાહિત્યના આચાર્ય છે. તેમજ અંગ્રેજીનું પણ જ્ઞાન સારું ધરાવે છે. તથા શ્રી સૂર્યપુર સંસ્કૃત મહા વિદ્યાલયમાં જ્યોતિષ વિભાગના અધ્યાપક તરીકે હોદ્દો ધરાવે છે. અને તેના ગાઢ સમ્બન્ધમાં આવવાનો સુયોગ મળ્યો. તથા આજે તો તે મારા અંગત મિત્ર જેવા થઇ ગયા છે. તેમણે પ્રૂફ તપાસવાનું, પ્રેસમાં જવાનું, વિગેરે જવાબદારીનું કાર્ય મારી પાસેથી લઈ લીધું. જેથી તેમનો આભાર માનવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ નથી. વળી પોતે પૂ. શ્રીના લેશ પણ સંપર્કમાં આવ્યા નથી છતાં માર્ગદર્શન મને સારું આપ્યું.

વડોદરાના પંડિતજી, ગુજરાતનું ગૌરવ સમા અજોડ પાંડિત્ય ધરાવનાર અને આપણા અવધૂતજીના પ્રિય ભક્ત, શ્રી મણિશંકર વ. ઉપાધ્યાય કે જેમણે મને ગાતો સાંભળ્યો; ખુશ થયા; અને 'કામ હોય તો જણાવજો', એટલા સારાં શબ્દની પણ નવાજેશ કરી; તે બદલ તેમનો તથા ડૉક્ટર શ્રી હરિપ્રસાદ જોશી Ph. D. એ કેટલાંયેક સૂચનો કર્યા; તથા ક્ષતિ દૂર કરી તેમનો તથા શ્રી નટવરલાલ વ્યાસ. પોષ્ટમાસ્તર (મટવાડ જિ. વલસાડ)નો પણ વિ. વિ. વ્યક્તિઓનો આભાર ભૂલી શકું તેમ નથી.

વારંવાર માર્ગદર્શન આપનાર શ્રી નીલકંઠભાઇ શુકલ કે જેઓ હમારા આચાર્ય થાય છે. બીજી રીતે સગા પણ થાય છે અને જો હું એમનો આભાર માનું તો કોઇ કહેવત કહેનારા નીકળશે કે. "બુવો ધુણે પણ નાળિયર પોતાના ઘર તરફ નાખે." આ ઘર તરફ નાળિયર નાખવા જેવું નથી. પણ એમનો સાથ ઘણો નોંધપાત્ર છે.

જેમણે પ્રેરણા આપી લખવાની તે શું કોઇને છપાવવાની પ્રેરણા નહીં આપશે. એ મારી માન્યતા સાચી પડી. કોઈ પાસે જઇને પૈસાની યાચના કરવી કે મોટો ફાળો-ફંડ કરવું; એ તો પૂ શ્રીના સિદ્ધાંતને લાંછન લાગે. અને એથી જ મેં લખ્યું છે કે 'તારા નામને ડાઘ લાગે. તેવું, કદી વર્તન હોય ન એવું મારું.' આ પંક્તિ લખી જેથી વિના યાચનાએ સ્વેચ્છાથી આર્થિક મદદ કરનારાઓએ કરી. તેઓનો આભાર માનું છું. અને નાનું સરખું પણ સુંદર અને સુદૃઢ પ્રકાશન થયું.

ઘટતી રકમ મારા વડીલ બંધુએ અને નાના ભાઈએ બિનશરતી આપી છે, તે હું બનતા પ્રયત્ને પરત કરીશ અને તેઓએ આ મારું કામ બિરદાવી મને સહાયભૂત થયાં. છતાં તે બદલ તેમનો જો આભાર માનું તો અયોગ્ય છે, કારણ કે તેઓ આત્મીય છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ પછીની આવૃત્તિઓના પ્રકાશન હક્ક નારેશ્વર અવધૂત પ્રકાશન ટ્રસ્ટને આપ્યા છે. તે બદલ પ્રકાશન ટ્રસ્ટના ટ્રસ્ટી જયંતિલાલ આચાર્યએ બીજી આવૃત્તિને સત્કારી છે તો તેમને આ સમયે કેમ ભૂલું ?

અને પ્રસ્તુત "રંગ-વિરહ"ને સાંભળીને રાજમાન રાજેશ્રી મોદી-કાકા (લાડીલું નામ) એ નારેશ્વર ક્ષેત્રના વ્યવસ્થાપકને આ સંગ્રહ વંચાવ્યો, સંભળાવ્યો; એમણે પોતાની પ્રસ્તાવના લખી મને બિરદાવ્યો; અને એમના પણ આ રંગ-વિરહના કાવ્યો સાંભળી હૃદય વીણાના તાર ઝણઝણી ઉઠયાં. તો જેને પૂજ્ય બાપજીના વિરહની લાગણી પ્રગટતી હશે તેવાં ભક્તોનાં હૃદયના તાર પણ ઝણઝણી ઉઠશે; એની મને ખાતરી છે. એમની પ્રસ્તાવના બદલ હું જગદીશ્વરને પ્રાર્થું છું કે એમને તથા આજના નારેશ્વરના ટ્રસ્ટી મંડળને દીર્ઘાયુષી બનાવી પૂજ્ય બાપજીએ પ્રસ્તાવિત કરેલા ક્ષેત્રને જગ પ્રસિદ્ધ કરે અને કરાવે. એમના કેટલાંક સૂચનો અનુભવી અને અવર્ણનીય છે.

આ પુસ્તિકામાં આપેલી કેટલીક પ્રતિકૃતિઓ પદયાત્રા-વિગેરેની શ્રી. કૃષ્ણ આર્ટ સ્ટુડીઓના માલિક શ્રી નાથુભાઈ હ. ઉપાધ્યાયના સૌજન્યતાથી મળી છે તે બદલ તેમનો હું આભાર માનું છું.

મારા મિત્ર દોસ્ત મહમદના પંક્તિમાં "રંગ સહારા તૂટ ગયા તો દુનિયા કહેતી બિચારા". આ "બિચારો" શબ્દ મને બહુ ગમ્યો, ને તે મેં મારા તખલ્લુસ તરીકે વાપર્યો. તો એ બદલ દોસ્ત મહમદને પણ હું ભુલી શકું નહીં. છેલ્લે પ્રગતિ પ્રેસવાળા મારા સ્નેહીશ્રી વસંતલાઈ રા. શાહે મને યોગ્ય માર્ગદર્શન આપી જાતમહેનત લઈને સર્વાંગ સંપૂર્ણ અને સુંદર પ્રકાશન કરી આપવા માટે તથા ટાઈપો દેવા જોઈએ લિ.ની

પોતાની ઇચ્છા શક્તિ વાપરી સહાયભૂત થયા, તે બદલ અંતઃકરણ પૂર્વક તેમનો આભાર માનું છું.

પુસ્તકમાં રહેલી ક્ષતિઓ સૂચના આપ્યેથી બીજી આવૃત્તિમાં સુધારવાનો અવકાશ રહેશે એમ માનું છું.

શ્રીરંગ પુણ્યતિથિ
કારતક વદી અમાસ ૨૦૨૬

લી. રંગાનુરાગી
રમણલાલ અ. જોષી.

શ્રી

# ભૂમિકા

વ્યોમવિહાર કરતા ભગવાન સવિતાનારાયણ જગત સમસ્તને પ્રકાશ આપે છે, ઉષ્મા–રશ્મી આપે છે, જગતની સર્વ પ્રવૃત્તિઓને વેગ આપે છે, પ્રાણી માત્રને વિવિધ ક્ષેત્રોમાં પ્રવૃત્તિમય થવાની પ્રેરણા આપે છે અને છતાં એ કશાયથી તલપૂરે લેપાતા નથી. કેવળ દ્રષ્ટા તરીકે બધું જ નિહાળ્યા કરે છે, અને છતાં પ્રેરણા આપવાનું કાર્ય અવિરત અખંડિત થયા જ કરતું હોય છે.

તેજસ્વી તપસ્વી મહાપુરુષોનું જીવન પણ એવી જ રીતે જગતના જીવોને પ્રેરણા આપ્યા કરતું હોવા છતાં તેનાથી તલપૂરે લેપાયા વિના અખંડિત વહ્યા કરતું હોય છે. જે જે ક્ષેત્રમાં જે જે વ્યક્તિ કાર્યરત હોય છે તેને તેને પોતપોતાની પ્રવૃત્તિમાં ચાલન મળે છે, વેગ મળે છે અને સાચી દિશામાં માર્ગદર્શન પણ મળ્યા કરે છે.

આવા માર્ગદર્શનનો જે લાભ લઈ શકે છે તે ફાવી જાય છે એ દીવા જેવી ઉઘાડી વાત છે. આવા બડભાગી જીવાત્માઓ ધન્ય થઇ જાય છે.

નારેશ્વરમાં નિવાસ કરતા મહાતપસ્વી સંતરાજની છત્રછાયામાં આવનારા કેટલાય જીવાત્માઓ આવી રીતે ધન્ય થયા છે.

અનેક ક્ષેત્રોમાં અનેક લોકોએ પ્રેરણા મેળવીને જુદાં જુદાં ક્ષેત્રોમા સારી એવી પ્રગતિ સાધી છે. અને એનો લાભ કંઇક વ્યક્તિઓએ જન સમાજને પણ આપ્યો છે. શ્રદ્ધાભક્તિની ઊર્મિઓ કંઇક દિલમાં ઉભરાઇને તેની સરવાણીઓ ભજનરૂપે વહેવા લાગી, ને તેમાંની કંઇક કલમ દ્વારા કાગળ પર ઉતારી જનતા સમક્ષ પણ મુકી છે. દહેવાણના રાજકવિ શ્રી મોતીસિંહજી વર્ષો પહેલાં પ્રથમ દર્શને આવેલા. અને જે ઊર્મિઓ એમના દિલમાં ઉછળી, તેને અનેક છંદોબદ્ધ કાવ્યરૂપે ઉતારી. જે

"અવધુત દર્શન"ના નામથી પ્રગટ થયેલી છે. આવી રીતે વેરૂગામ (જિ૦ ભરુચ, નર્મદાતટ)ના હરિજન ભક્ત શ્રી મોતીરામથી અનેક ભજનો લખાયા. પોર, (જિ૦ વડોદરા)ના શ્રી ગોવિંદ ઉપાધ્યાયના "અવધૂત સ્મરણ" નામથી પ્રસિધ્ધ થયેલા ભજનો; પાદગ અવધૂત મંડળે પ્રકાશિત કરેલ "અલૌકિક અવધૂત;" ગામડી (તા. મહેમદાવાદ)ના સદ્દગત શ્રી શંકર જોઇતારામના "રંગ ઝરણું" અને આવી જ રીતે અનેક ભકતોની ઊર્મિઓના સંગ્રહ "રંગ સ્તવન," "નારેશ્વરનો સંત", વગેરે પ્રાકૃત-ગુજરાતી ભાષાના સંગ્રહો અને એવી જ રીતે સંસ્કૃતમાં શાસ્ત્રીઓએ, પંડિતોએ, પ્રોફેસરોએ, પોતાની ઊર્મિઓનો ધોધ વહેવડાવેલો તે શ્રીઅવધૂત પ્રશસ્તિ, રંગપ્રશસ્તિ, રંગ-ગુણ-ગરિમા, વગેરે દ્વારા જનતા સમક્ષ આવી પડેલું છે, અને એટલો બલ્કે એથી મોટા પ્રમાણમાં કેટલુંય અપ્રગટ સાહિત્ય પણ હજુ પડેલું જ છે,

આમ એઓશ્રીના જીવનકાળમાં બડભાગી જીવાત્માઓએ પ્રેરણા મેળવીને કંઈક કંઈક અંજલિઓ અર્પી છે. તેવી જ રીતે એઓશ્રીના બ્રહ્મલીન થયા પછી પણ કેટલાયના દિલમાં ઊર્મિઓનો પ્રવાહ એટલા વેગેથી ઉભરાયો કે જે પોતે અંતરમાં શમાવી ન શકયા. અને તે કલમ દ્વારા કાગળ પર ટપકયા કર્યો માતર-(જિ. ખેડા)માં ડોકટરનું કાર્ય • અવિરત કરનાર ડો. ગિરિ સાહેબને કંઇક એવી ગેબી પ્રેરણા મળ્યા કરી કે તેમની કલમમાંથી સિત્તેર જેટલા ભાવવાહી ભજનો ટપકયા છે. તેવીજ રીતે જેને કવિતાનું, તાલ-છંદનું કે પ્રાસ વગેરેનું કશું જ ભાન નથી છતાં એમના અંતરમાં એવો જ કોઈ ગેબી ધક્કો લાગ્યો કે જેથી એમના હૃદયાકાશમાં ઊર્મિઓનો ઉભરો આવ્યો; ને એક પછી એક ભજનો લખાતા ગયાં, એ શ્રી રમણલાલભાઈ ઉદર-નિર્વાહ અર્થે-જ્યોતિષનું અને કર્મકાણ્ડનું કામકાજ મુંબઈમાં કરી રહ્યા છે. મૂળ રહીશ સુરતના, પણ ધંધાર્થે મુંબઇ વસેલા છે.

એક વખત અચાનક અહીં એમના સ્નેહી મોતા નિવાસી પણ મુંબઈ તેમના પડોશમાં અમૃતવાડીમાં રહેતા શ્રી રામજીભાઈ સાથે

નારેશ્વર આવેલા. તે વખતે હાથે પકાવી લેવાની જ વ્યવસ્થા અહીં હતી. તેમને કારેલાંના શાક પ્રત્યે ખાસ સૂગ હતી. રામજીભાઈ પાસે તેમણે શાકની માગણી કરતાં રામજીભાઈ પૂજ્ય માજી પાસેથી શાક લઈ આવ્યા. રામજીભાઈ પોતે પાંચ સાત જાતના શાક લઈ આવેલા, તે પૂજ્ય માજીને આપી આવેલા. તેમાંથી પૂજ્ય માજીએ તેમના (રમણભાઈના) અંતરના ભાવ પારખીને જાણે કેમ કારેલાં જ આપ્યાં. તે જોતાં વેંત રમણભાઈ જરા ગરમ થઈ ગયા. પણ શાક બનાવ્યું તો ખરું જ. જમવા બેઠા ત્યારે રામજીભાઈએ કહ્યું કે 'પ્રસાદ ખાતર થોડુ ય શાક ચાખો તો ખરા જ.' એવું કંઈક બન્યું કે એમની સૂગ તદ્દન ઉડી ગઈ, ને એ પ્રત્યે ખુબ જ ભાવ જાગ્યો ને એ શાક ખુબ જ પ્રેમથી ખાધું. પછી જ્યારે પૂજ્ય બાપજી પાસે બંને જણ દર્શન અર્થે ગયા ત્યારે શ્રીએ પુછ્યું, "કેમ રમણલાલ કારેલાનું શાક બહુ ભાવ્યું? પહેલા આવનારને અહીં તો કડવુ ખવડાવવામાં આવે છે." રમણલાલ તો આ સાંભળી શરમિંદા પડી ગયા-અને મનમાં ગાંઠ વાળી કે આ વ્યક્તિ કોઈ સામાન્ય સાધુ નથી. પણ વિરલ અસામાન્ય વિભૂતિ છે. કેટલે બધે દૂર હોવા છતાં એ મારા મનના ભાવ કળી ગયા, એટલું જ નહીં પણ અક્ષરશઃ મને તે સહજ ભાવે જાણવા પણ મળ્યા.

એ શ્રી રમણલાલ અભયરામ જોષી પછી તો અવારનવાર જેમ જેમ બાપજીના વિશેષ પરિચયમાં આવવા લાગ્યા તેમ તેમ તેમનાં શ્રદ્ધા–ભક્તિ ઉત્તરોત્તર વિશેષ દૃઢતર થતાં ચાલ્યાં. તેમના મોટા દિકરાને જાતકર્માદિ સંસ્કાર પણ અહીં દીધા. તેમના ઈષ્ટદેવ આસ્તિક ઋષિના સ્થાન (ગોડાદરા જિ. સુરત પાસે)નો જીર્ણોદ્ધાર વિગેરે પૂજ્ય બાપજીની સન્નિધિમાં કર્યો અને ત્યાં એક હવડ જેવા જળ વિનાના કૂવામાંથી અખૂટ જળ ભંડાર એકાએક પ્રાપ્ત થયો તેમજ હજારો માણસોની સગવડ સહજ ભાવે ત્યાં થઈ ગઈ. ત્યારે તો તેમનું હૈયું કૃતજ્ઞતાથી ઉભરાઈ ગયું. અને પોતાના કુટુંબનો તારણ હાર જ જાણે પ્રાપ્ત થઈ ગયો હોય એમ મનમાં વસી ગયું.

પૂ. માજીના કૈલાસ ગમનના દુઃખદ સમાચાર જ્યારે મુંબઈમાં ૭૨ કલાક પછી સાંભળ્યા ત્યારે પોતે ત્યાંના શ્રીરંગ અવધૂત અભ્યાસ કેન્દ્રના ભકત ભાઈ-બહેનો પાસે પ્રસ્તાવ મૂકયો, કે "આપણે ૭૨ કલાક અખંડ નામ સ્મરણ કરીએ"; અને ત્યાંના ભકતો, શ્રી હીરાલાલ મથુરાદાસ (નૂરી ભકત મંડળના પ્રાણસમા લેખાય છે તે) તથા શ્રી વાડીલાલ, શ્રી બાબુભાઈ ઝવેરી, શ્રી જયદેવભાઈ, શ્રી બટુકભાઈ વગેરે વગેરે એ ભાવથી વધાવી લીધો. અને ત્યાર પછી દર મહિનાની શુકલ એકાદશીએ અષાડ માસથી શરુ કરી ચૈત્ર સુધી જુદે જુદે સ્થળે અખંડ ભજન ધુન યોજ્યા કરી અને વૈશાખ સુદી ૧૧ને દિને એ કેન્દ્રના ઉપક્રમે ૪૫ જેટલા ગુજરાતી દક્ષિણી ભાઈઓ મુંબઈથી પદયાત્રા કરતા ઠેઠ નારેશ્વર જેઠ સુદ ૧૧ને દિને પૂ. માજીની પ્રથમ પુણ્યતિથિ નિમિત્તે આવી પહોંચ્યા જેનું સ્વાગત કરવા પૂજ્ય મહારાજશ્રી પણ નારેશ્વરના ઓવારે પધાર્યા હતાં. એવા એ પદયાત્રા સંઘના સંઘવી યોજક પોતે જ હતા. એવા એ સંઘવી તથા ત્યાંના (મુંબઈના) અભ્યાસ કેન્દ્રનાં સૌ ભકત જનોએ મળીને આગલે વર્ષે મુંબઈમાં માધવ બાગમાં એક દત્તયાગ યોજીને ત્યાંની જનતામાં–ધાર્મિક જનતામાં એક સન્નારો ઊભો કર્યો હતો. માધવ બાગનું વિશાળ સ્થળ બહુ સાંકડુ પડયું હતું. સારા સારા કર્મકાંડીઓ આ યજ્ઞનારાયણના દર્શન ને તેના ઋત્વિજોનો સમાગમ કરવા દોડયા હતાં. પૂજ્યપાદ અવધૂતજીના દર્શને તો મુંબઈની ધર્મપ્રેમી જનતા કીડીઆરાની પેઠે ઉભરાઇ હતી. આ બધાયમાં ત્યાંના સૂત્રધારો પૈકીમાં આગળ પડતો ભાગ ભજવતા શ્રી રમણલાલ જોષી જ નજરે પડતા.

એ રમણલાલભાઈ પૂજ્ય બાપજીના દુઃખદ અવસાનના આઘાતકારી સમાચાર સાંભળીને અભ્યાસકેન્દ્રના વીસપચીસ જેટલાં ભકત ભાઈ એનો સાથે ૨૦ નવેમ્બર ૧૯૬૮ની રાત્રે દિલ્હી વિમાન મથકે ઉતર્યા. અને પૂ. બાપજીના મૃતદેહને નારેશ્વર લઈ આવવા માટેના ચાર્ટર્ડ વિમાનમાં ૨૧મીએ અમદાવાદ આવ્યા. ત્યાંથી સીધા નારેશ્વર આવ્યા. સમસ્ત અંતિમ વિધિમાં પોતે સાથ આપ્યો. તે સમયથી તેમના અંતઃકરણમાં જુદા જ પ્રકારનો ઊર્મિપ્રવાહ ફૂટવા માંડયો. અને શનૈઃ શનૈઃ

એ નાનકડુ ઝરણુ અખૂટ કાવ્ય–ભજન જળ વહેવડાવવા લાગ્યુ. તેનો પરિપાક તે આ ભજન સગ્રહ જેને રંગવિરહ નામથી ઓળખીએ એમાં એમને અને એમના જેવા ભક્તજનોના અતરમાં જે વલોવાટ થયો તેનુ પ્રતિબિબ નજરે પડે છે " ભાવ વિનાનુ ભજન એ તો ભુખ વિનાના ભોજન જેવુ નીરસ જ નિવડે કવચિત્ અપાચનકારક પણુ બને!

અહી રજુ થયેલા કાવ્યો–ભજનોમાં રાગ, તાલ, માત્રામેળ વગેરે કાવ્યશાસ્ત્રની કસોટીમાં ચઢાવતાં નિકૃષ્ટ કોટિના પણ નજરે પડે તો નવાઇ નથી" કારણ કે મૂક करोति वाचालं એ ન્યાયે આ બધી સરવાણી ફુટેલી છે વિચાર કરીને કે ગોઠવી ગોઠવીને આમાંની કશી રચના થઇ નથી તાલ, માત્રા મેળ વગરનુ કાવ્ય મીઠા વિનાના ભોજન જેવુ હોય છે પણ ભાવ વિનાનુ જો હોય તો તે અરુચિકર નીવડે છે અને કવચિત્ અપાચક (અજીર્ણ) કારક પણ બને છે. તેથી એમાના ભાવ તરફ ધ્યાન આપીને તાદાત્મ્ય વાચનાર, સાંભળનારના હૈયાના તાર ઝણુઝણ્યા વગર નહી રહે

કેટકેટલા વિષયો પર અનોખી રીતે પ્રકાશ પડયો છે એની મીમાસા કરવા કરતા વાચકોને જ સ્વતત્ર રીતે વિચાર કરવા દેવામાં ઔચિત્ય માનું છુ

શ્રી રમણુલાલભાઇ જોષીએ ગુરુમહારાજનો કૃપા પ્રસાદ–સપાદન કરવાની દષ્ટિથી અને પોતાના જેવા ભાવુક હૃદયોમા ઉછળતા
૨/ ભાવો મુખરિત થતા જોવા માટે તલસતા ભક્તોમાથી કોઇને પણ સતોષાનુભવ થાય એ દૃષ્ટિથી આ ભજન સગ્રહ પ્રકાશિત કરવાનુ સાહસ કર્યું છે તે યોગ્ય જ થયુ છે એનો સારો એવો સત્કાર થશે એવી શુભેચ્છા સાથે વિરમુ છુ

નારેશ્વર
દેવદિવાળી
સ૦ ૨૦૨૬

વિદ્વત્ ચરણરજ
**અમૃતલાલ નાથાલાલ મોદી**

# સત્કાર

પરબ્રહ્મ પરમાત્મ સ્વરૂપ સદ્દગુરુના પ્રત્યક્ષ સ્વરૂપનાં દર્શન સમાગમના પરમાનંદમાં રાચતા અનન્ય ભક્ત જનને માથે એ દિવ્યાનંદથી અણધાર્યા વિખૂટા પડવાનું દુર્દૈવ આવી પડે છે, ત્યારે એ પ્રાણહારી આઘાત, એ ભક્તજન અબુધ હોય કે સબુધ, ગમે તે હોય, તેના હૈયાને પોતાના પ્રાણ સ્વરૂપ સદ્દગુરુના વિરહની વેદના ખુબ ખુબ હૃદયમચાવી મુકે છે અને એ દિવ્ય સ્વરૂપની સ્થૂલ અનુપસ્થિતિથી પ્રગટતી ઉત્કટ વેદનાને વ્યક્ત કરતા ઉદ્દગારો સ્વાભાવિક રીતે સરી પડે છે. સૂક્ષ્મ ભુવનના સ્પર્શને કારણે એ નિર્મળ હૃદયની વેદનાના સ્વર, જે તે વ્યક્તિના જ નહી પણ સમષ્ટિની વેદનાની અનુભૂતિના પ્રતિક સમા હોય છે અને તેથી જ ભગવદ્ વિરહથી ઝુરતા સૌ કોઈને એ સ્વરના ભાવો અશ્રુથી ભીંજવી નાંખવાનું સામર્થ્ય ધરાવે છે. ભગવદ્ ભક્તિનો સાચો આનંદ ભગવદ્ પ્રાપ્તિમા નહી પણ તેના વિરહમા જ છે ને અખંડ અવિરત અહૈતુક સ્મરણ એવા પ્રસંગે જ થતું હોય છે.

પ્રસ્તુત ભજન સંગ્રહમા બ્રહ્મલીન પરમ પૂજ્ય સદ્દગુરુ શ્રીરંગ અવધૂત મહારાજશ્રીના એક પરમ ભાવુક ભક્ત હૃદયની ભાવોર્મિઓનો પ્રવાહ અખંડ વહેતો હોઈ એનું અન્વર્થક નામ રંગ–વિરહ રાખવામા આવ્યું છે એમાં નિમજ્જન કરનાર ભક્તજનો, પછી તેઓ અવધૂત પરિવારનાં કુટુંબીજન હેય કે ન હોય, સૌના ચિત્તને નિર્મળ બનાવી સદ્દગુરુના અલૌકિક અને અપ્રત્યક્ષ છતાં નિત્ય એવા બ્રહ્મ સ્વરૂપ સાથેના તાદાત્મ્યનો યત્કિંચિત્ અનુભવ કરાવ્યા વિના રહેશે નહી, એવી અમને પ્રતીતિ થાય છે. તેથી પ્રસ્તુત સંગ્રહની આ દ્વિતીય આવૃત્તિને અંતરની શ્રદ્ધાથી સત્કારી શ્રી અવધૂત પ્રકાશન ટ્રસ્ટ તરફથી પ્રકાશિત કરીને વાચકોના કરકમલમાં મુકવાનું સાહસ કર્યું છે.

સદ્‌ગુરુ પ્રત્યેની ભક્તિના નિદર્શક ભજનો અને પ્રશસ્તિઓના આ પહેલાં પ્રસિદ્ધ થયેલા સાહિત્યમાં આ વિશિષ્ટકૃતિ સુંદર અને નોંધપાત્ર ઉમેરો કરશે અને બાપજીના દિવ્ય સ્વરૂપ અને તેમના અવતારકાર્યની સાચી સૂઝસમજ પેદા કરવામાં ઉપકારક નિવડશે જેની ખાતરી તો વાંચકો પોતે જ કરી લે એ ઠીક થશે.

પરમકૃપાળુ બાપજી, શ્રી રમણભાઈ જોષીએ અનુભવેલા દિવ્ય વિરહ ભક્તિ રસનો અનુભવ, આ સંગ્રહનું શ્રદ્ધાભક્તિ પૂર્વક પરિશીલન કરનાર સૌને કરાવે, એવી વિનમ્રતાભરી પ્રાર્થના સાથે વિરમીએ છીએ.

જયંતીલાલ શંકરલાલ આચાર્ય
મેનેજીંગ ટ્રસ્ટી

૨૦૨૬–કારતક સુદી ૯. શ્રી અવધૂત પ્રકાશન ટ્રસ્ટ–નારેશ્વર

ૐ

# કંઠસત્કાર

પ્રભુ પહોંચવાના ત્રણ માર્ગ અનુભવીઓએ બતાવ્યા છે આ ત્રણ માર્ગ છે જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ યા ઉપાસનામાર્ગ. આ ત્રણ પંથ આમ જુદા દેખાય છે, પણ એ મોક્ષનાં જ સાધન છે. 'જીવન એટલે જ્ઞાન, કર્મ અને ભક્તિનો ત્રિવેણીસંગમ. ત્રણ ભેગા થાય ત્યારે ત્રિવેણીતીર્થ સર્જાય છે જ્ઞાનથી પ્રકાશ, કર્મથી ગતિ અને ભક્તિથી માધુર્ય પ્રાપ્ત થાય છે. ભક્તિ–ઉપાસના અંતરને ભીનું ભીનું કરે છે જ્ઞાન અને કર્મ સાથે ભક્તિનું માધુર્ય આવી જાય ત્યારે જ એમાથી કાર્યનો સંવાદ પ્રગટ થાય છે, અને જીવન સંવાદી બને છે

જીવનને સંવાદી બનાવવા જ્ઞાન–કર્મ–ઉપાસનાની બંસરી બજાવનાર સંતનુ શરણ મેળવવું આવશ્યક છે, પણ આવા સંતો હાટે ઘાટે કે ચૌટે ચૌટે મળતા નથી 'पुण्येन बहुजन्मसमार्जितेन' – પૂર્વના પુણ્ય હોય તો જ એવા વિરલ સંતનો સમાગમ થાય છે. અનેક સાધકોના પુણ્યપુંજના પ્રતાપે પરમાત્મા સંતવિભૂતિ તરીકે અવતાર લે છે

ગુજરાતની ખુશનસીબી છે કે આવી સંતશક્તિ ગુજરાતમા પ્રગટી, અને પુરાણપ્રથિત નારેશ્વરની જગ્યાને વિશેષ પ્રથિત બનાવનાર, ઉભયતટ પાવની નર્મદાના બન્ને તટને વધુ પુનિત બનાવનાર, પરમ પરિવ્રાજક શ્રી રંગ અવધૂત મહારાજના સ્વરૂપમા ભગવાન દત્ત જ પ્રગટ થયા આવા સત્સંગી પ્રભુરંગી રંગના પ્રાકટ્ય માટે જગન્માતા રુકમામ્માની યોગ્યતા કેટલી હશે ? અરે, અદ્ભુત જ ! શ્રી રંગ રુકમામ્મા માટે જ નારેશ્વરમાં રહ્યા.

શ્રી રંગના હૃદયે જ્ઞાન, કર્મ અને ભક્તિની સરવણી વહાવી છે આ દિવ્યલીલામૃતના આસ્વાદ–અવગાહન માટે આવી પંક્તિવર્ગ,

ખાસવર્ગ અને આમવર્ગ પાંડુરંગના સંગ વડે સંસારના બંધનપ્રદ રંગથી મુક્તિ મેળવી જગત્સુહૃદ્દના સહૃદયી અનુકંપા મેળવવા ભાગ્યશાળી થતાં. 'जन्म कर्म च मे दिव्य' – એના જ્ઞાન અને કર્મ સુધી પહોંચવું દોહ્યલું હોવાથી ભક્તિનો સરળ માર્ગ સર્વને આકર્ષે છે. આ ભક્તિ પણ નવધા છે એમ શાસ્ત્રો બતાવે છે. નવધામાં શ્રવણ, કીર્તન અને સ્મરણ–આ ત્રણ સાધન આમવર્ગના–નિરસાધન ભક્તવર્ગના છે. પાદસેવન, અર્ચન અને વંદન–આ ત્રણ સાધન ખાસવર્ગ માટે છે અને દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન–આ ત્રણ સાધન સંતવર્ગ માટે છે.

જગત્સુહૃદ્ અવધૂત કીર્તનભક્ત માટે શ્રી ગુરુલીલામૃત–જ્ઞાનકાંડ–અધ્યાય ૪ માં અનુભવવેણ કહે છે :

'અજન્માનું દિવ્ય જે, જન્મકથાનક એહ,
ભાવે ગાતાં ના રહે જન્મબીજ સંદેહ.
પ્રીતે અક્રિય ઈશનું, દિવ્ય કર્મ પવિત્ર
ગાવું, જેથી સહુ ટળે કર્મવાસના ચિત્ર.
અખંડ શ્રદ્ધા ભક્તિથી, કરવું લીલાગાન
હરિગુરુસંત તણું સદા; ટળે દેહ અભિમાન.
ગાતાં પ્રીતે જો ઉઠે ચિત્તે સાત્ત્વિક ભાવ,
તો જ જન્મ સાફલ્ય છે, જાય દુર ત્રિતાપ.
ભાવ હૃદયમાં માય ના, થાય કંઠ ગદ્ગદ્,
રોમાંચિત તનુ પ્રેમથી, વહે અશ્રુ દડ્દડ્.
• દેહભાન રહે નહીં, થાય વિદેહી ભક્ત !
કીર્તન ભક્તિ એ નકી; અન્ય દંભ અભક્ત.'

શ્રી રંગની પ્રત્યક્ષ હાજરી સમયે અનેક ભાવુકોએ પોતાની હૃદયની સંવેદનાને ભજનકીર્તન વડે વ્યક્ત કરી જ છે. અને શ્રી રંગની સંવરણલીલા બાદ રંગના પ્રત્યક્ષ દર્શનથી વ્યથિત બનેલા કેટલાકે વિરહરંગ દ્વારા રંગના દર્શન મેળવવા પ્રયત્ન આદર્યો છે. આવા

પ્રયત્નશીલમાં 'બિચારા'નું સ્થાન અનોખું છે. સુરતી સ્વભાવ તર અલબેલી મુંબઈની અલગારી વૃત્તિને શ્રીરંગ ચરણમાં સ્થૈર્ય પ્રાપ્ત થયું ન થયું ત્યાં તો પાંચભૌતિક રંગ ઉડયો, છતાં વિરહનો પ્રવાહ વાણી દ્વારા વ્યકત થતા બિચારાને ચેતના મળી.

મુંબઈના શ્રી રંગ અવધૂત અભ્યાસ કેન્દ્રના પ્રાણસમ રહી, શ્રી દત્ત યજ્ઞ મહોત્સવ, શ્રી ગુરુલીલામૃત સપ્તાહ, મુંબઈથી નારેશ્વરની પદયાત્રા-પ્રમુખાદિ અદ્વિતીય મહોત્સવમાં સૂત્રસંચાર કરી અવધૂતની અમી દૃષ્ટિના લબ્ધક બનેલા શ્રી રમણલાલ જોષીના આ પ્રયાસમાં ભાષાના સ્થાને ભાવ, તાલના સ્થાને તાવ (અંતરનો વિરહ), અર્થગૌરવના સ્થાને અવસ્થિત પરમાર્થ દર્શન છે. આ 'રંગવિરહ' સર્વને ગમશે એવી શુભેચ્છા વ્યકત કરું છું.

ગીતાજયંતી સં. ૨૦૨૬ — 'શિતિકંઠ'

સુરત.

[ શિતિકંઠ–પ્રા. નીલકંઠ મહાશંકર શુકલ. બી. એ; સાહિત્યાચાર્ય ]

*

## —: અનુક્રમણિકા :—

# પ્રસંગને અનુરુપ પ્રતિકૃતિઓ

| પ્રતિકૃતિ ક્રમ | પ્રસગ |
| --- | --- |
| ૧. મુખપૃષ્ઠ | |
| ૨. અવધૂતની વિકાશ વિભૂતિ | |
| ૩. વ્યવસ્થાપકની જનની જગતજનની | (પાલખી) પદયાત્રા શતકમા સૂરત. |
| ૪. ઓ મા તું રૂકમા હશે કે દેવી પારનેરાવાળી | 'પદયાત્રા શતક' પાનું ૪૮ પંક્તિ ૯મા |
| ૫ અનંતના યાત્રિક શ્રી સાતવળેકર અને શ્રી બાપજી | 'પદયાત્રા શતક' પાનું ૪૭ પંક્તિ ૧૮ |
| ૬ શ્રી રામચંદ્ર વાપી | 'પદયાત્રા શતક' પાનુ ૪૭ પક્તિ ૧૩–૧૪ |
| ૭. પદયાત્રા કાર્યાલય, ગણદેવી | ,, ,, પાનું ૫૦ પક્તિ ૧૪ |
| ૮ ધાન્ય વિતરણ સૂરત | ,, ,, પાનુ ૫૪ પક્તિ ૮–૯ |
| ૯. શ્રી કૃષ્ણશકર પાલખી લેતાં | ,, ,, પાનુ ૫૭ પક્તિ ૬ |
| ૧૦. શ્રી છગનભાઈ છે રંગ ભક્ત માજીને સત્કારે રે | ,, ,, પાનુ ૫૮ પક્તિ ૧૮ |
| ૧૧. શ્રી મોદીજી, ઠાકોર સાહેબ, મહિડા | ,, ,, |
| ૧૨. રતિલાલે કીર્તન કીધું દેશળજીનુ | ,, ,, પાનુ ૫૬ પક્તિ ૪ |
| ૧૩. મુબઈમાં માધવબાગમા પૂ. શ્રીનો સત્કાર કરતા | મોદીજીની ભૂમિકાને અનુરુપ |
| ૧૪. કહેવાનુ તે કહી ગયો ને વિચારાનો રંગ ગયો | "એ ગયો" પાનું ૧૫" |
| ૧૫ ૭૧ મી રગ જયનિ જયપુર | લેખકની પ્રસ્તાવના પ્રસંગને અનુરુપ |

૧૬. બિચારા રંગની પાપણો મિંઢાણી 'રંગઝીવન બાવની' પાનું ૯૧ પંક્તિ ૧૪

૧૭ આગ ભણુકી રંગ નહિ દેખાય ભજન પાનું ૩૭ પંક્તિ ૧૨

૧૮. ગોડાદરામાં આસ્તિક મંદિરે પીઠ જો ભજન એકવીસ પીઠને, પાનું ૩૨ પંક્તિ ૨

૧૯. માણગાંવના પ્રવાસે પ્રેરણામૂર્તિ બાબુભાઈ દવે લેખકની પ્રસ્તાવનાને અનુરુપ

૨૦. પાલખી લીધી ડગલા ચાર 'પદયાત્રા શતક' પાનું ૬૭ પંક્તિ ૪

૨૧. પદયાત્રાના સહયોગી શ્રી વખારીઆ સાથે ,, ,, અનુરૂપ

૨૨. વ્યવસ્થાપક સાથે ગુરૂતેગો ,, ,, અનુરૂપ

૨૩ ધ્વજ, દંડ, વીણાધારી સુરતમા ,, ,, અનુરૂપ

૨૪. પદયાત્રિકોની મિષ્ટાન્ન વિનાની પ્રથા નહિ લોપાતી ,, ,, પાનું ૪૬ પંક્તિ ૪

૨૫ મોક્ષયાત્રિક લીલાધરનું સન્માન સુરત ,, ,, અનુરૂપ

૨૬. દોસ્ત મહમ્મદ અવધૂતી દોસ્તો સાથે ,, ,, અનુરૂપ

૨૭. પદયાત્રાના ગુપ્ત સહયોગી શ્રી અને શ્રીમતી વખારીઆ ,, ,, ૬૭ પાનુ પંક્તિ ૮

૨૮. પદયાત્રા સત્કારાર્થે જતા અવધૂતજી ,, ,, અનુરુપ

૨૯. પદયાત્રા વ્ય. સ્વજન પરિવાર ,, ,, અનુરુપ

૩૦. નર્મદા તટે માનવ મહેરામણ ,, ,, અનુરુપ

૩૧. પાદુકા 'ભૂલું બધા અપમાન' પાનું ૩૯ પંક્તિ ૧૦

૩૨. શ્રી યોગાનંદ સ્વામી 'રંગઝીવન બાવની' પાનું ૮૨ પંક્તિ ૧૩

# —: શુદ્ધિ પત્રક :—

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨ | ૧૦ | હરયાળી | હરિયાળી |
| ૮ | ૩ | ચિતા | ચિંતા |
| ૧૦ | ૭ | ત્રિમૂર્તિં | ત્રિમૂર્તિ |
| ૧૧ | ૧૦ | ધડકી | ધડકી |
| ૧૨ | ૧૧ | તે તો | તેવો |
| ૧૪ | ૧૫ | આ...વ રંગા... | ૭આ...વ રંગા.. |
| ૧૬ | ૧૦ | પાંછું | પાછું |
| ૨૦ | ૨૩ | ગોધત | ગોધૃત |
| ૨૧ | ૧૦ | ખાસ | ખાંશે |
| ૨૬ | ૪ | કંઇક | કંઇક ને |
| ૩૨ ૧૦મી લીટી પછી | | | હરદ્વારની નિર્વાણુ પીઠ છે, માનજો...ભાવભરી૦ |
| ૩૩ | ૬ | બે દિકરી | બેદિકરી |
| ૩૭ | ૧૫ | હયાં | હૈયાં |
| ૩૯ | ૧૦ | હું ઉરું આ | હું ઊગારું દુસ્તર આ |
| ૩૯ | ૧૧ | સાવે | આવે |
| ૪૧ સામે ચિત્રમાં | | બાલુભાઈ દવે. | બાબુભાઈ દવે. |
| ૪૧ | ૧૯ | ઓ નાથેરના | ઓ નારેશ્વરના |
| ૪૨ | ૨ | વટણાં | વટાણાં |
| ૪૨ | ૧૧ | તારં | તારું |
| ૪૪ | ૧૧ | તે | તેં |
| ૪૭ | ૧૧ | કરવ, | કરવા |
| ૫૦ | ૧ | પાછી | પછી |
| ૫૬ | ૧૬ | લાયવાડી | લાડવાડી |

| | | | |
|---|---|---|---|
| ૫૭ | ૧૪ | अनुव्राजाम्यहं पूज्ये | अनुव्रजाम्यहं पूज्यं |
| ૫૮ | ૬ | સપ્તાહ | સપ્તાહે |
| ૫૯ | ૧ | આકપણુ | આકર્ષણ |
| ૬૧ | ૮ | વેળુ ગામ ગામ | વેળુ ગામ |
| ૬૧ | ૧૧ | ખુબ જોર | ખૂબ જ જોર |
| ૬૨ | ૯ | જવું | જવા |
| ૬૪ | ૯ | વ્યવસ્થા | વ્યવસ્થાનું |
| ૬૪ સામે ચિત્રમાં | | લેપતી | લેપાતી |
| ૬૫ | ૧૮ | બંધનનું | લંધનનું |
| ૬૬ | ૬ | ભગવન | ભગવન્ |
| ૬૮ | ૧૬ | કેવા હશે ? | કેવાં હશે ? |
| ૭૪ | ૫ | જાગલાવે | જાગ ભાવે |
| ૭૮ | ૧ | અને | આશ અને |
| ૭૮ | ૨ | સાચું, | રાચું, |
| ૭૮ | ૫ | સદ્ગુણ. | સદ્ગુરુ |
| ૮૦ | ૭ | સમજાવ્યુ | સમજાવીયું |
| ૮૧ | ૩ | પિનાકીનું | પિનાકીનનું |
| ૮૧ | ૬ | ભૂખા | ભૂષા |
| ૮૧ | ૮ | ભૂપવેપા | ભૂપવેષા |
| ૮૨ | ૨ | તણી | તણો |
| ૮૩ | ૧૭ | ૐકારે ક્ષેત્રે | ૐકારેશ્વર ક્ષેત્ર એ, |
| ૮૭ | ૧૨ | અત્ય | અંત્ય |
| ૮૭ | ૧૭ | રોજ | રોગ |
| ૮૯ | ૧૧ | પામે | પાસે |
| ૯૧ | ૧૫ | થઈ | થયો, |
| ૯૪ | ૫ | દવસ ને | દિવસ ને |
| ૯૪ | ૧૨ | (પૃ. થીનો) | [પૃ. થીનો |

# પદયાત્રા વિદાય સમારંભ

ડાબી બાજુએથી—શ્રી રમણલાલ જોશી (વ્યવસ્થાપક, પદયાત્રા.) શ્રી હરિલાલ ડ્રેસવાળા, શ્રી ભાગવત, **શ્રી ભારદે** (સ્પીકર, વિધાનસભા, મહારાષ્ટ્ર) શ્રી છોટુભાઈ શાહ.



॥ श्री गुर्वेभिन्नगणेशाय नमः ॥

# "रंग विरह".

॥ श्री रंगः प्रसन्नोऽस्तु ॥

## १. मंगल स्तवन

(राग : आनंद मंगल करुं हुं आरति०)

पहेला समरुं गणपति देवा (२)
रंग गणेश जे....वा रे....रामा, रंग गणेश जे....वा.
बीजा समरुं रुक्मणी माता (२)
दीधा रंग गुरु जे....वा रे रामा, दीधा रंग गुरु जे....वा.
त्रीजा वंदु विठ्ठल भट्टजी (२)
संस्कारोना मे....वा रे रामा संस्कारोना मे....वा.
चोथा वंदु ब्रह्मसुताने (२)
लख्युं लखावे ते....टलुं रे रामा, लख्युं लखावे ते....टलुं.
पाछा वंदु टेंबे स्वामी (२)
कसोटी करी रंग दी....धा रे रामा, कसोटी करी रंग दी....धा.
रंग गुरुमां अडसठ तीरथ (२)
आव्यां दरशन दे... वा रे रामा, आव्या दरशन दे....वा.
मात पितामां सकळ तीरथ छे (२)
बिचारो करे नित से ...वा, रे.... रामा बिचारो करे से...वा.

## ૨. "સૂનું નારેશ્વર" *

[ પ. પૂ. ગુરુદેવ બાપજીની પાદુકા એમની ઈચ્છા અનુસાર મને જે દિવસે આપવામાં આવી તેની પહેલી રાત્રિએ નારેશ્વરમાં જ મને આ કાવ્યની લીટી સ્ફુરી. એ સ્ફુરણા કાયમ થઇ અને ઊર્મિ કાવ્ય ધીમે ધીમે સ્ફુરતાં ગયાં. આ કાવ્યો "રંગ વિરહ"માં પુસ્તક રુપે રજૂ થઈ શક્યાં. ]

( રાગ : મેંદી તે વાવી૦ )

સૂની ગુફા ને સૂનો લીમડો ને સૂનું નારેશ્વર ધામ રે,
મારો રંગ હરિના દ્વારમાં ટેક....

અવધૂતની વાડી લીલી હરયાળી ઝુરે વિરહની આગમાં,
મારો રંગ૦.

અહલેક જગાવી નીકળ્યો 'ને એણે લીધી વસમી વાટ રે,
મારો રંગ૦.

*શાંતિને છોડી હરિના ધામમાં કીધો તેં વસવાટ રે,
મારો રંગ૦.

કારતકમાસની કાળી રાતલડી ને મંગળ સાધ્યો વાર રે,
મારો રંગ૦.

રેવાના નીર થંભી ગયાં ને તેં રોતાં મૂક્યાં બાળ રે,
મારો રંગ૦.

"* શાંતિલાલ ઝવેરી જયપુરવાળા"

રંગે રંગાયેલાં ડાઘાં ધોવાયેલાં તજી દીધાં કંઈક બાળ રે,
મારો રંગ૦.

દોરડું છે ટૂંકું ને પાણી તે ઊંડા નોધારાનો આધાર રે,
મારો રંગ૦.

કોઈ કહે વાડી ઔદુંબરે ને કોઈ કહે કુરવપુરમાં,
મારો રંગ૦.

માહૂરગઢ જોયું ને માણગાંવ શોધ્યું તુટયો સહારો રંગનો,
મારો રંગ૦.

રંગે રંગાયેલો એવો બિચારો તેને શોધે ચૌટા હાટ રે,
મારો રંગ૦.

[ પાદુકા લઈ ઘેર-મુંબઈ આવ્યો. પ્રથમ પૂજન કરતાં કેસર સ્નાન કરાવી મહાપૂજા કીધી. તેજ વખતની આવેલી સ્ફુરણા મુજબ આ બીજું કાવ્ય બન્યું. એનું નામ "રંગ શોભા" રાખ્યુ. ]



### ૩. રંગ શોભા-

( રાગ : ગઝલને મળતો )

રેવા નીરમાં કેસર ઘોળી સ્નાન કરાવુ રં....ગા;
હળવે હાથે તેલ ઘસીને થાક ઉતારું રં..ગા.
વસ્ત્રે અંગો લુંછી આપું સફેદ લંગોટ વાલમા;
તેલ સુગંધી નાખી આપું ઝલ્મા જેવા વ ·

ચંદન કેરું અર્ચન કરતો રંગા તારા ભાલમાં;
મોટી મોટી આંખોમાંથી કરુણા વરસે વાલમાં.

હસતો જાઉં વાતે વાતે નાચી ઉઠું તાનમાં;
નજર ન લાગે રંગ, તુજને ટપકું કરી દઉં ગાલમાં.

પગમાં પાવડી ખટખટ વાગે, કરમાં દંડો વાલમા,
કંઠે માળા, ખાંધે કામળ, ચોરે ચિતડું વાલમા.

જટા જુટ તો માથે શોભે, કાંધે જનોઈ વાલમા;
રંગ દયાળુની નિરખી શોભા રળગે સઘળી વાસના.

ખુરસી પર ના બેઠા દેખું, પેપર નારા હાથમાં;
એવી યાદે અશ્રુ આવે બિચારાની આંખમાં.



[ પ્રા. સ્મ. પૂ. બાપજીના સ્મારકનું ખાત મુહૂર્ત કોઈ એવી વ્યક્તિના હાથે થવું જોઈએ, કે જે પૂ. શ્રીની સમકક્ષાની વ્યક્તિ હોય એવી નારેશ્વરના વ્યવસ્થાપક મુ. મોદીજીની અને ભક્તજનોની મહેચ્છા હતી. અને તેને પૂરી કરવા શ્રી મોદીજી મુંબઈ આવ્યા; ત્યાથી દેવલાલીમાં બિમારી ભોગવતા પ. પૂ. શ્રી. રણછોડલાલજી મહારાજ પાસે ગયા. તેની સાથે હું પણ ગયેલો. ત્યારે એમના મુખથી જે ઉદ્‌ગાર નિકળ્યાં, તે નોંધનીય હતાં. તેઓ ગદ્‌ગદ્‌ભાવે બોલ્યા, કે "રંગમાં તો ચાર ચાર પ્રકારના રંગ હતા. શું એનો ત્યાગ ! શું એનું જ્ઞાન ! એ બધું જોતાં એના સ્મારકનું ખાત જો મારે હાથેજ થાય તો હું ઘણો ભાગ્યશાળી કહેવાઉં. હું જરૂર આવીશ." આટલાં શબ્દો એમના મુખથી ખર્યાં

તે રાત્રે ઘેર આવ્યા પછી મધ્ય રાત્રીએ પૂ. શ્રીની પ્રેરણાથી જ કાવ્ય રૂપે પ્રગટ થયાં.

એઓ તબિયતને કારણે આવી ન શકયા. છતાં બીજા કોઈ પાસે એ સ્મારકનું ખાત થયું નહિ. એમની છબી મૂકી એમના સંદેશાને હાજર રાખી ખાત મુહૂર્ત થયું. એ રણછોડદાસજી મહારાજનું વ્યક્તિત્વ કેટલું છે, તે જેણે દરશન કીધા હોય તે જરૂર જાણશે.]

૪. "રંગમાં ચાર ચાર રંગ"•

(રાગ : મારી વેણીમાં ચાર ચાર ફુલ• )

"મારા રંગમાં ચાર ચાર રંગ,"
એવું કહે છે એક નિર્મોહી સંત.

પહેલા તે રંગમાં રંગદેવ શોભતા,
જાણે પેલો ત્યાગનો એ રંગ,
એ....ના તેજ શોભે ઉપવન' ને, નારેશ્વરનો સંત.
મારા રંગમાં ચાર ચાર રંગ....ટેક૦

બીજા તે રંગમાં રંગદેવ શોભતા,
જાણે પેલો જ્ઞાનનો એ રંગ,
અંદર ને બહારથી લાગે એ રંગવા, રંગારો એ રંગ.
મારા રંગમાં૦

ત્રીજા તે રંગમાં રંગ દેવ શોભતા,
જાણે પેલો સત્યનો એ રંગ,

જીદું જરાએ ચલવી ન લેતાં, રંગીલો એ રંગ.
મારા રંગમાં૦

ચોથા તે રંગમાં રંગદેવ શોભતા

જાણે પેલો દોહ્યલો એ રંગ,
માતૃસેવા એના રગરગમાં વ્યાપે, સાચું કહે પેલો સંત.
મારા રંગમાં૦

ચારે એ રંગમાં પાંડુરંગ શોભતા,
બીજાં ઘણાં ઉપરંગ,
એની એ યાદ જ્યારે આવે છે ત્યારે, બિચ્ચારો બને રંક.
મારા રંગમાં૦

[ પૂ શ્રી ની યાદ પુષ્કળ આવી કોઈ જીવનનો જટિલ પ્રશ્ન અંતરમાં ખડો થયો, 'કહેવું કોને ?' આ વિચાર આવ્યો, અને રસ્તે ચાલતાં ચાલતાં જ સ્ફુરણા થઈ. મરિન લાઈન્સના ઓવર બ્રીજ નીચે બેસી આ કાવ્ય પુરું કર્યું. ઘેર આવ્યો તો જે પ્રશ્ન ઉપસ્થિત થયેલો તેનો નિકાલ બહુ જ સુખદ આવી ગયો ]



## ૫. મારે કોને કહેવું ?

(રાગ : મને કેડ કાંટો વાગ્યો૦)

ગુરુરાજ રે........! મારું મુખડું તે મલકાતું,
મારા દિલનું દુઃખડું જાતું,
તારા દર્શને હું આવું ...૧

ઓ રંગ રે......! તું કરુણાનો કરનારો,
મને તારો છે સથવારો,
સાચું કહું સાંભળજો...૨

ગુરુદેવ રે........! દુસ્તર આ સંસારે,
મને કોણ લાવે કિનારે!
તું મારે કે તું તારે....૩

નિર્મોહી રે........! મારે કોને જઈને કે'વું!
મારું કોઈ સગું ન વા'લું,
મને જ...ગ લાગે ખારું...૪

ઓ રંગ રે......! ગત જન્મનો મારો સાથી,
આ જન્મે તું સંગાથી,
તે પારાશીશી આપી....૫

નિર્લોભી રે.......! તું દત્ત માનવ જન્મ્યો,
અવધૂત થઈ વિરમ્યો,
તું રુક્મણીનો જાયો....૬

નિર્દંભી રે......! તને શોધે આ બિચારો,
જોયો ખુણેખાંચો,
તું દત્તનો દુલારો...૭

[ જયપુરમાં ૭૧મી રંગ જયંતિને ત્રીજે દિવસે હું એકલો જ પૂ શ્રીની સાથે બેઠો હતો, ત્યારે કેન્દ્રની અને નારેશ્વરની વાતો

કરતાં કરતાં એઓ બોલ્યાં; કે "હું નહિ હોઇશ ત્યારે નારેશ્વરના ઝાડના પાને પાન દત્ત, દત્ત, રંગ, રંગ એવા શબ્દો પુકારશે. તમે તમારી જીંદગીના દશ વર્ષ પાછળ હઠી જાવ. હું છું ચિંતા શાને કરો છો..."એ યાદ તાજી થતાં આ અવતરણ થયું. ]



## ૬ "સુણું પાને પાનમાં"

(રાગઃ તારો નેડો લાગ્યો મને રાજા રણછોડરે૦)

તારો રંગ લાગ્યો મને રંગ અવધૂત રે.... ....ટેક૦
રંગ અવધૂત રે વિઠ્ઠલજીના સુત રે....(૨)
તારો રંગ લાગ્યો૦

નારેશ્વર છોડયું રંગા! ભક્તોનો તું ભવભંગા,
કેમ કરી વિસરૂં રંગા! માન કે ન માન રે....(૨)
તારો રંગ૦

સ્વર્ગના એ દેવલોકો તેણે લીધો સ્વાગત મોકો,
સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, આનંદે ગુલતાનમાં....(૨)
તારો રંગ૦

આજ સુધી નારેશ્વરમાં, હવે છે ભક્તોના હૃદમાં.
ભાવે ભક્તિ કરે તેમાં કીધો તેં વસવાટ રે....(૨)
તારો રંગ૦

નારેશ્વરના શંકર, કંકર, વેલી, ને વૃક્ષોની લંગર,
તારો નાદ ગુંજે તે સો સુણું પાને પાનમાં....(૨)
તારો રંગ૦

દુનિયા છે દોરંગી, બિચારો કોનો ન સંગી,
ંગ સંગ હોય તો તો ચિંતા કાહેકો પ્યારે... (૨)

તાગે ૨ગ૦

[ 'મૃત્યુનો બેલ'ના કાવ્યમા પણ જયપુરની જ યાદ ભરેલી છે. પૂ શ્રીના બ્રહ્મલીન થયા પછીના ચાર માસ પછીનુ આ સ્ફુરેલુ કાવ્ય છે એક દિવસ મને યાદ આવ્યુ, કે ઢોલ બેલ પહોચાડવાનુ કાર્ય મને કેમ સોપ્યુ ? તે ઉપરથી જ કાવ્યમાં 'બેલ વાગે સાભળ લગાર' લખ્યુ છે તેની જગ્યાએ 'ઘ ટ વાગે સાભળ લગાર' લખ્યુ હોત તો પણ ચાલતે પણ પૂ શ્રીનો શબ્દ બેલ હતો, અને એ કાર્ય મને સોપી એમણે મને કઈક ઉપદેશ આપ્યો હતો આ કાવ્યની સ્ફુરણા મારા એક મિત્રને ત્યા ધૂન હતી, ત્યા હુ ગયેલો ત્યારે થયેલી મારા નિયમ મુજબ નવા બનાવેલા કાવ્યો ધૂન પૂરી થયે ગાવા, કે જેથી સુધારી શકાય પરતુ ત્યા ગાવાની તક મને આપવામા આવી જ નહિં અને મોડુ થઈ ગયુ છે, એમ કહી ગાતા અટકાવ્યો પછી ઘરે જતા રસ્તામા સ્ફુરણા થઈ ભજન નોધ્યુ હતુ. ભજન ગાયુ હોત તો આ ભજન થાત નહિ. જેથી અટકાવનારનો આભાર ]

૨૮-૪-૮૦

## ૭ "મૃત્યુનો બેલ"

તમે સદા સેવો ગુરુદેવ, ફટાકો ફૂટવાનો,
એણે આપ્યું ભવરોગનું ઓષડ, ફટાકો ફૂટવાનો... ટેક૦

પરસ્પર દેવોના ઢોલ તમે ભૂલી ગયાં;
જૂઠા ઝઘડાના મોહમાં ગાંડા બન્યા.

ચેત ચેત મુરખ નાદાન, ફેટાકો ફૂટવાનો.
તમે સદા૦

ગાંડપણમાં આયુષ્ય તારૂં અડધું ગયું;
બાલ્ય યુવાનીમાં ને ઉંઘમાં ગયું.
કરો શ્રી રંગને ચરણે પ્રણામ, ફેટાકો ફૂટવાનો.
તમે સદા૦

વૃદ્ધવયે ત્રિમૂર્તિ ભજાશે નહિં;
અજ્ઞાનથી અહમ્ ઓગળાશે નહિં.
ભૂલ્યા ત્યાંથી તું ફરીફરી ગણ, ફેટાકો ફૂટવાનો.
તમે સદા૦

જરી ચેતી લે જીવડા ! થયું છે સવાર;
"મૃત્યુનો બેલ" વાગે સાંભળ લગાર
જીવ થોડા દિવસનો મહેમાન, ફેટાકો ફૂટવાનો.
તમે સદા૦

બધા કલેશમાં દિવસો પૂરાં થશે;
આવ્યો તેવો જ તું તો ચાલ્યો જશે.
બિચારાનું કહ્યું જરા માન....ફેટાકો ફૂટવાનો
તમે સદા૦

ૐ

[ એક જગ્યાએ લગ્નમાં ગયેલા, ને ત્યાં પૂ. શ્રી ની પુષ્કળ યાદ આવી નેત્ર ભીનાં થયાં. વિરહ વેદના એવી થઈ કે લગ્નની ખુશાલી શુષ્ક લાગી. અને સ્ત્રી વર્ગ તરફથી ગીત ગવાતું સાંભળ્યું, કે 'કેસરીઓ જાન લાવ્યો જાન લાવ્યો રે.' આ રાગ ઉપરથી થોડીક જ વારમાં સ્ફુરણા ખડી થઈ. ]



## ૮ વેરણ ગંગા

(રાગ : કેસરીઓ જાન લાવ્યો જાન લાવ્યો રે.)

દરશનની આશ જાગી રે....રંગાજી મારા.....ટેક૦
છેલ્લું દરશન કીધું તારું,
દિલ ધડકી ઉઠયું મારું,
સોડ તાણીને તું તો સુતો રે.... રંગાજી મારા. દરશનની૦

રુસણું તે લીધું મારું,
બોલ્યું તેં તો પાળ્યું તારું,
અંતે તેં ધાર્યું કીધું રે....રંગાજી મારા. દરશનની૦

નારેશ્વર છોડયું જ્યારે,
ન્હોતી ખબર હતી ત્યારે,
હાથ ઝાલી હડસેલ્યાં રે... રંગાજી મારા. દરશનની૦

તેં તો સાન ઘણી કરી,
હમો સમજ્યા કાંઈ નહિં,
કેમ તું તો રિસાણો રે... રંગાજી મારા. દરશનની૦

મનમાં ન મળે મારું તારું,
સંતોષી છે દિલડું તારું,
સાગર જેવો ગંભીર રે.... રંગાજી મારા. દરશનની૦

રેવાની તો વેરણ ગંગા,
તેની પાસે લીધા પાછા,
અંતે તો ગોદ લીધા રે.... રંગાજી મારા. દરશનની૦

સુતો'તો હું તારા સપને,
માઠા સમાચાર મળે,
ઝબકીને હું તો જાગ્યો રે... રંગાજી મારા. દરશનની૦

ગંગાજી ના નીર જેવો,
નેડલો લગાડે તે તો,
આખરી ઉંઘ લીધી રે.... રંગાજી મારા. દરશનની૦

રંગા અમને મેલ ન ઠેલી,
તું છે બિચારાનો બેલી,
પ્રેરણાની પરખ માંડી રે.... રંગાજી મારા. દરશનની૦



[પૂ. શ્રી. ના બ્રહ્મલીન થયા પછી પ્રથમવાર પૂ. મોદીકાકા મુંબઇ આવ્યા ત્યારે આ કાવ્યની સ્ફુરણા થઈ. આઘાત જેવો ભક્તોને લાગ્યો તેવો નારેશ્વરના હરેકને પશુ, પક્ષી, ઝાડ, વિગેરેને પણ લાગ્યો. પૂ. શ્રીના વિયોગમાં બધાંની સ્થિતિ દેવી

થઇ તે સંબંધીનું, તથા આજે મારી પોતાની સ્થિતિ કેવી છે તેનો, લીમડો, શાંતિ-નિકુંજ બંધાવનાર વ્યક્તિ તથા શ્રી મોદીકાકા અને એ બધાનું 'આજે શું?' તે વિષે કાવ્યનો વિચાર કરતાં નેણુ ભીનાં થયાં. માતૃશૈલ બનાવવામાં પૂ. શ્રીએ પોતાની અનેક પ્રકારની તકેદારી રાખી હતી.]

*

### ૯ પાંપણે પાણી

( રાગ : કાઠીઆવાડી છંદ )

પાંપણે પાણી આવે રે બિચારાની પાંપણે પાણી આવે (૨)....ટેક

[1]બાળ એનો રંગ રસિયો એના હૃદય કમળમાં વસિયો,
જીવતર એમનું જીવવા જેવું રે (૨)
આજે ઝાંઝવા જળ જેવું, ઝાંઝવા જળ જેવું.
પાંપણે પાણી૦

ધન ધન રેવાજીની રેતી રે એતો રંગ ચરણે રે'તી,
[2]ધગતી હોયે ત્યારે શીતળ લાગે રે (૨)
આજે ઉડીને આંખે વાગે રે....ઉડીને૦
પાંપણે પાણી૦

મોરલા બોલે, કોયલ ટહૂકે, એ તો ગીત મધુરાં ગાતાં,
ધણી વિનાના ઢોરના જેવાં રે (૨)
આજે રડી રડી આંસુડા સારે રે....રડી રડી૦
પાંપણે પાણી૦

---

૧. બિચારો ૨. દાઝતી,

લીમડો એનો ફૂલ્યો ફાલ્યો લળી લળી પાયે પડતો,
નજર એની આભ ચઢી રે (૨)
આજ ઝુરી ઝુરીને સૂકાતો રે....ઝુરી ઝુરી૦
પાંપણે પાણી૦

શાંતિ નિકુંજના વૈદિક પંચશીલ સંદેશો શાંતિનો દેતા,
[1]જેણે બનાવી એને એવા જેવી રે (૨)
તેની હસતી સૂરત રોતી રે....હસતી સૂરત૦
પાંપણે પાણી૦

[2]તપસીનો એ પ્રાણ હતો ને તે તો પૂછીને પાણી પીતો,
પ્રાણ વિનાના પિંજરા જેવો રે (૨)
આજ જીવવા ખાતર જીવે રે....જીવવા ખાતર૦
પાંપણે પાણી૦

માતૃશીલામાં એનો પ્રાણ પુરાયો શીલા ધ્રુસકે ધ્રુસકે રુવે,
ખોળિયું એનું હરિના દ્વારે રે (૨)
આ....વ રંગા....આ....વ રે આવ રંગા આ....વ
પાંપણે પાણી૦

[ આ કાવ્યમાં પૂજ્યશ્રીનું વ્યક્તિત્વ તથા એમના સાહિત્યની છાપ છે. શ્રી શાંતિલાલ ઝવેરી જયપુરવાળાના અવસાનના સમાચાર જાણ્યા આ કાવ્યની પૂર્ણાહૂતિ કરી. આ છંદ હરિગીતને

૧. દામજીભાઈ ૨. મોદીજી ૩. માતાજીનો પુકાર.

મળતો છે. છંદનું જ્ઞાન મારું કંઇ જ નથી. પણ મારો ભાવ તૂટે નહિ જેથી છંદોભંગ થાય છે.]

## ૧૦ "એ ગયો"

રંગ ગયો, અવધૂત ગયો, એ સંત ગુર્જરનો ગયો,
બાપજીનો એ શબ્દ ગયો, 'ને સમદ્રષ્ટિનો સંત ગયો,
રુકમાતણો "તું"કાર ગયો, ને નારેશ્વરનો સંત ગયો,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

દત્તના સાહિત્યની સૃષ્ટિતણો સર્જક ગયો,
હીરાતણો પારખ ગયો, સોનાતણો શોધક ગયો;
હૈયાવિષે હસતો ગયો, એ હાથ તાળી દઇ ગયો,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

મસ્તી ભરીએ ગુરુગીતાનો ગીત ગાનારો ગયો,
બાંધી ઘણા છટકી ગયો, એ શિવોહંનો નાદ ગયો;
અતિ આગ્રહે જયપુર ગયો, સંદેશ આખરી દઈ ગયો,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

સમશાનનો સર્જક ગયો, નારેશધામ દેતો ગયો,
નિર્દંભી, નિર્મોહી, એકલો હરિધામમાં ચાલ્યો ગયો;
'જવું એકવાર છે' સર્વને કહી, મનની વ્યથા મૂકતો ગયો,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

અવધૂતના સંતાનમાં જીવનતણો સહુ રસ ગયો,
સાહિત્યના રણક્ષેત્રનો આયુષ્ય સહિત યોદ્ધો ગયો;
સૌના હિસાબો ચૂકવી અવધૂત એકાકી ગયો,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

સવારની સૌરભ ગઈ ને પુષ્પમાંથી નૂર ગયું,
વાત્સલ્ય માતાનું ગયું ને શિસ્ત શિષ્યોનું ગયું;
નારેશના કુલ-વૃક્ષને ભક્તો તણો અવધૂત ગયો,
કહેવાનું તે કહી ગયો ને બિચારાનો રંગ ગયો.

મહારાષ્ટ્રનો કવિ કેસરી એ મર્દ રંગાજી ગયો,
કામો ઘણાં કરતો ગયો, પાંછું ફરી જોતો ગયો;
ડુબતી હુઈ નૌકાતણો તારણ હારો એ ગયો,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

પત્થર અને ઝાડો બધાં જડ જીવને (હું) પૂછતો ગયો,
શોધ્યો મેં રેવાને તીરે અવધૂત પાછો ના મળ્યો;
રંગ નામ જુનુ થયુ, ને નવે નામે અવતાર ધરે,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

સૌને મળ્યું સરખું બધા સમજવાનું સમજી જજો,
બાજી હજી બગડી નથી હિંમત કરી સૌ ચાલજો;
માતા ગઇ, અવધૂત ગયો, [1]હરિકૃષ્ણને [2]શાંતિ ગયો,
કહેવાનું તે કહી ગયો, ને બિચારાનો રંગ ગયો.

૧. બાબુભાઈ દવે ૨. શાન્તિલાલ ઝવેરી. (જયપુર)

*



અનંતના યાત્રિક શ્રી સાતવળેકર અને બાપજી



શ્રી રામચંદ્ર (વાપી)

"એક વખત ગુરુમહારાજે મુકામ કીધો એને દ્વારે રે"

[પૂ. શ્રી. બાપજી કહેતા કે "આવે તેને એક સલામ, જાય તેને સો સલામ અને ન આવે તેને હજારો સલામ." એક દિવસ એમના આ શબ્દોની યાદ આવી અને તે વાકય કાવ્યમાં ગૂંથાયું. તથા નિષ્કામી અને સકામી ભક્તોને બાપજી બરાબર ઓળખતા, તે સંબંધી ઉલ્લેખ એક દિવસ હું બેઠો હતો, ને એમણે કરી બતાવ્યો તે આ કાવ્યમાં છે.]

*

## ૧૧. સલામ

(રાગ : જંગલમાં મારી ઝુંપડી૦)

હાંરે એક બાપના બાપલિયા તમે આવજો હો ભાઈ,
રેવાને તીરે એની ઝુંપડી....ટેક૦

હાંરે જે આવે તેને એક સલામ હો....ભાઈ, રેવાને તીરે
એની ઝુંપડી૦

(સાખી) રેવા નીરમાં નાહીશું કરશું મીઠાં જળપાન;
ભજન કરશું ભાવથી ધરશું રંગાજીનું ધ્યાન.
હાંરે પરસ્પર દેવોના ભાવને અપનાવશું હો ભાઈ, રેવાને તીરે૦
હાંરે રાતદિન ભજન ધુન ગાઈશું હો ભા....ઇ, રેવાને તીરે૦
કંઈક જન્મના પુણ્યથી મળ્યા શ્રીરંગ ગુરુદેવ;
પુણ્ય જો તપતા હશે તો રિઝે શ્રી ગુરુરાય.
હાંરે ત્યાં તો દિગંબરાની ધુન કરશું હો ભાઈ, રેવાને તીરે૦
હાંરે પાછા ફરશું તો સો સલામ હો ભાઈ, રેવાને તીરે૦
ભાવ વિનાની ભક્તિની ઓળખ ત્યાં તો થાય,
અંતરની કટુતા જશે તો રિઝે શ્રી ગુરુરાય.

હાં રે મીઠા લીમડાની ઠંડી ત્યાં છાંય હો ભાઈ, રેવાને તીરે૦
હાં રે સંત સંગથી સ્વભાવ તેનો જાય હો ભાઈ, રેવાને તીરે૦
છળકપટને ત્યાગીને અહમ્‌ની કરશું રાખ;
રાખ ચઢાવશું રંગને તે પુરશે અમારી શાખ.
હાં રે બિચારો એવી રાખ ચઢાવતો હો ભા ઈ, રેવાને તીરે૦
હાં રે ખોટું લાગે તો હજારો સલામ હો ભા ઈ, રેવાને તીરે૦

[ જયપુરમાં એક જ પત્થરની–સફેદ મારબલના પત્થરની પાટ મુ શ્રી શાન્તિલાલ ઝવેરીએ નારેશ્વર ક્ષેત્રમાં પૂ. શ્રીને માટે ઉપયોગ કરવા અંગે મંગાવી હતી. તે પૂ. શ્રીને બતાવીને કહ્યું, કે 'આ પાટ નારેશ્વર મોકલી આપીશું,' ત્યારે પૂજ્ય શ્રીએ કહ્યું કે,

'એના ઉપર હું એક વાર બેસીશ પછી મોકલજો.'

'આપને ખુરસીમાં બેસી દાદર ઉતરવો પડે ને લકડીફ્રમાં સુકાવું પડે માટે બેસવાથી શું વધારે છે ?' એમ શાંતિભાઈએ કહ્યું.

'ના, એના ઉપર હું કાલે બેસીશ જ. પછી મોકલી આપજો. કારણ દરરોજ દોડે તે ઘોડો કહેવાય. ભલે રોજ ના દોડે. અને રોજ દોડતો હોય પણ દશેરાને દિવસે દોડે નહિ ને ખવળી પડે તે ઘોડાને ઘોડો ન કહેવાય. માટે એ પાટ ઉપર તો હું કાલે સાંજે બેસીશ જ....' બીજે દિવસે તે પાટ ઉપર પોતે બિરાજ્યા અને ત્યાં નીચે પાટ પાસે જ ભજન વિગેરે થયાં.

ત્યારે થોડી જ ખબર હતી કે આ પૂ. શ્રી.ને બેસવા માટે બનાવેલી પત્થરની પાટના મનોરથો કે શાંતિભાઈના મનોરથો નારેશ્વરમાં શું પૂરા થાત ? એટલે એ મનોરથ પૂર્ણ કરવા માટે જ

પાટ ઉપર આસન લીધું. ભગવાન ભાવને બરાબર ઓળખતા હતા. અને નારેશ્વર જઈને નથી બેસી શકાવાનુ એ એમનો ખ્યાલ આજે યાદ કરીને આ કાવ્યની સ્ફુરણા થઈ.]

## ૧૨. દર્શનની અભિલાષા

(રાગ: હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં૦)

તારા દર્શનની એકવાર અભિલાષા જાગીરે;
મળશો કયારે ! બોલો અવધૂત ! ઉરે ઈચ્છા જાગી રે....(ટેક)
નાથ શોધું હું ચારે કોર સમય મારો જાતો નથી;
દયા કરો ! દર્શનનો રોગ કેમે કરી મટતો નથી....તારા૦
મારા મનની મુંઝવણ મનમાંય કહું જઈ કોને જરી;
તમે સમજો છો સારી પેર દરશનનો હું અધિકારી....તારા૦
તારી લીલા અપરંપાર ગાતાં ગાતાં જાઉં હારી;
તમે પૂરા છો અવધૂત વેષ શું ઓળખું ! હું મંદમતિ....તારા૦
ગુરુ–ગોવિંદ એક સ્વરૂપ લખ્યું લીલામૃત મહીં;
તારો જોટો ન જડે જગમાંય શોધું હું તો ગલીએગલી....તારા૦
તારો સહારો મને જગ માંય ફરું હું ઉજળો બની;
હવે બન્યો બિચારો બેહાલ પ્રેરણા તારી મળતી રહી....તારા૦
"દશેરાએ દોડે તે ઘોડો કહેવાય ભલે નીત દોડે નહિં";
જયપુરના શબ્દો ના ભુલાય પત્થરના પાટે બેસી....તારા૦

[ સુરત જીલ્લામાં આવેલ ધુમડાછા ગામે અંબિકા નદીને કિનારે એક આંબાની અને ચીકુની વાડીમાં એક માસ સુધી પૂ. શ્રીનો અજ્ઞાત વાસ તરીકે મુકામ હતો. ત્યારે એમની સાથે રહેવાનું સૌભાગ્ય મને પણ પ્રાપ્ત થયેલું. તે સમય દરમિયાન એઓની ભિક્ષા બનાવવા થોડાક દિવસની સેવા મને પ્રાપ્ત થયેલી. મારા મિત્ર શ્રી જગન્નાથ સરખેજવાળા ચાર પાંચ દિવસની, ન ભૂલી શકાય એવી, આ અદ્દભુત સેવા પૂ. શ્રીની આજ્ઞાથી સોંપી ગયેલા. ત્યારે પૂ. શ્રીએ મને પુછયું હતું કે, "મારી રસોઈ કરવી એ કાર્ય કઠીન નથી. જો ખીચડી બનાવતાં ન આવડતી હોય, તો હું કહું તેમ કરજો....સગડી સળગાવી તપેલીમાં દાળ ચોખા એકત્ર કરી ધોઈને ઉપર મુકી દેવા ને ખીચડીને નોટિસ આપવી કે બાપજી ભિક્ષા લેવા આવે ત્યાં સુધીમાં ચડી જજે. 'ને જો ન ચડશે તો તું જેવી હશે તેવી તને બાપજી ખાઈ જશે. પછી જે પ્રમાણેની મેં આ થાળ લખી છે, તે જ પ્રમાણે અક્ષરશઃ થાળ પીરસ્યો હતો. અને આજ પ્રમાણેની સામગ્રી બનાવી ધરાવતી વખતે આ કાવ્ય ગાવાથી અત્યાનંદ થયો. ]



## ૧૩. થાળ

(રાગ : પંચવટીમાં શ્રી રઘુવીર વિરાજતા રે૦)

જમો ! જમાડું નારેશ્વરના નાથને,
ખીચડીએ પીરસ્યો મેં તો થાળજો. ૧
ખીચડી બનાવી મગની દાળની રે......
દહીં સાથે જમાડું મારા રંગને. ૨
ગોઘૃત મુકયું નાંખી અંદર મેથી રે.......
હળદર ને મીઠું રે..ઓઈએ તેટલું. ૩

બાજઠ પાસે પૂર્યો મેં તો સાથિયો,
ભાત ભાતનાં કીધાં શાક અનેક જો. ૪
દૂધી પરવળ ને તાંદલિયાની ભાજી રે,
ભાજીએ થતા રાજી મારા રંગ દેવ. ૫
મેથીના મુઠિયાં ને માખણ ભાખરી રે,
લીમડે વધારી ચોળી છાશ જો. ૬
હળદર મૂર્ણો આંબાહળદની ફાડ રે,
લીંબુ નિચોવી કીધી આદુ-કાતળી. ૭
સૂકા લીલા મેવા તણી સેલે/ જો, ક/
ખાસ તો હરખાશે મારા રંગ દેવ જો. ૮
ગરમ ઠંડુ પાણી મુકયું બાજુએ,
હાથ ધોઈને લુંછવા મુકયો કટકો. ૯
પંખો નાખું બાજુ બેસી નાથને,
મુખવાસમાં મુકી હરડે ગોળીઓ ૧૦
જમાડનારા જગને, જમજો સ્નેહથી,
બિચારાએ બનાવી અવધૂતી-ખીચડી. ૧૧



૩-૬-

[ નર્મદા તટે જીવન જીવતા અવધૂતજી હરિદ્વારમાં બ્રહ્મલીન થયા, ત્યારે માતા નર્મદાના દુઃખને અને બીજા ભકતોના તથા મારા પોતાના વિરહ દુઃખને મિશ્ર કરી, રેવામાને ઉદ્દેશી આ કાવ્ય લખ્યું છે. એમાં વિરહ વેદનાનું પ્રતિબિંબ છે. રેવા કિનારો એ રેવાગોદ છે. જયપુરમાં પૂ. શ્રી.ને મેં પુછયું હતું.

કે 'હું હરદ્વાર આવું ?' જવાબમાં "વીસમી નવેમ્બરે બોલાવું ત્યારે આવજો. પછી આપણે દક્ષિણ દિશાના પ્રવાસે જાશું." વળી પાસે બેઠેલા એક મારા મિત્રને કહ્યું કે "તમે એમને સાથે લઈને આવજો." એ સિવાય મુંબઈના જ એક ભક્તને કહેલું, કે "હું ત્રીશ તારીખે મુંબઈ આવીશ," કહી તેમનું આમંત્રણ સ્વીકાર્યું હતું "તૈયારી કરો, હું જરૂર આવીશ. વળી બરાબર '૨૦ તારીખે નશ્વરદેહે દક્ષિણનો પ્રવાસ શરુ કીધો, ત્યારે શ્લેષ ભરી વાણીમાં સમજણ ના પડી કે દક્ષિણમાં યમનું દ્વાર છે. અને ત્યાંના આપણે બધાં જ પ્રવાસી છીએ. દિવસે પ્રવાસ શરુ કરી ૨૧મી તારીખે રેવાની ગોદમાં સમાયા. ખરેખર ! એજ <u>૨૧મી એની જન્મ તારીખ હતી</u>. કાળની કેવી કઠણાઈ છે!

જયપુરમાં એક દિવસ એક ઓલિયો બ્રહ્મજ્ઞાની–જ્ઞાનોન્મત્ત માણસ એમના દર્શને આવ્યો હતો. તેણે એક ચબરકી ઉપર લખ્યું, કે "દેવ તને દીર્ઘાયુષી બનાવે !" આ ચબરકી વાંચીને પૂ. શ્રીની મુખમુદ્રાનો ભાવ બદલાયો હતો. એ બધું પાછળથી યાદ આવે છે. વિચાર કરતાં માલમ પડે છે, કે પૂ. શ્રીને પોતાના દેહ વિલયનો ખ્યાલ અગાઉથી જ હતો ]



## ૧૪. કાળની કઠણાઇ

( રાગ : માડી તારો બેટડો આવે આશાહીન એકલો આવે૦ )

રેવા તું તો ખુબ દુઃખી થઈ તારે દિકરે લીધું વે....ર,
કુખે જન્મીને રુપણું લીધું ને તે પણ સારી પેર,
ઓચિંતાનો રંગ ઢોળ્યો,
હરિના ધામમાં જઈને છૂપ્યો.

હે....આજ સુધી તારા ખોળલો ખુંદી રમ્યો હતો જ બા....ળ,
તે તને આજ વિસરી ચુકયો ખુબ જ કોપ્યો કાળ,

કહેવાતી તું મદમાતી,
માતા તારી આંખડી રાતી.

હે....મા–દિકરો બન્ને ગયા ને કિનારો બન્યો બેહા .. લ,
ઝાડ–પાન રોતાં થયાં ને જોવા જેવા નથી હાલ,

તારું દુઃખ નથી જોવાતું,
જે જુવે તેનાથી ના સેંવાતું.

હે....નારેશ્વરની સિકલ બદલાણી છાયું વાદળ ઘનઘો....ર,
ખાવા–પીવાનું ભાવે નહીં ને ચિતડું ચઢયું ચગડોળ,

દેખું ના રંગને જ્યારે,
હૈયું વલોવાતું ત્યારે

હે ...આખા નારેશ્વરે ઘુમી વળ્યો ને દેખ્યો નહિ દરબા....ર,
મળે જો મોટીકાકા તો પુછું આંસુએ આપે જવાબ,

તારો દિકરો, મારો બાપ,
કયા જનમનું નડે આ પાપ.

હે....ભકતોની ઊર્મિને કચડી નાખી અધુરી રહી આ...શ,
જાઓ ઘરે કરો તૈયારી, આવીશ હું તો ખાસ,

ત્રીસ તારીખનો વાયદો દીધો,
દક્ષિણનો પ્રવાસ શરુ કીધો.

હે....દક્ષિણ દિશાના પ્રવાસી બધાં, ત્યાં છે યમનું દ્વા....ર,
ગુર્જરધરાના એ ગામે ગામે વરત્યો હાહાકાર,
તારા બાળો નારેશ્વરની રાહે,
રહે સૌ અંતરની આહે
હે....વીસમી નવેમ્બરની રાત્રિએ કીધો દક્ષિણનો પ્રવા....સ,
નશ્વરદેહે રેવામા ! તારી ગોદે એકવીસે કીધો વાસ,
કાળ તારી કઠણાઈ કેવી !
જનમ તારીખ સૂચવે તેવી.
હે....જયપુરથી ગયા હરિના ધામે ત્યારે ઓલિયે દીધા આશિ....ષ
"દેવ દીર્ઘાયુષી બનાવે તુજને" ત્યારે બદલાયું તારું શીષ,
બિચારાને બધું યાદ આવે,
રાંડ્યા પછીનું ડા'પણ બતાવે.
હે ઓગણીસ તારીખે મારો સંદેશો મળશે આવજે તું ત્યાં ખા....સ,
ત્યાંથી દક્ષિણના પ્રવાસે જાશું લાવનો ના અવિશ્વાસ,
બિચારાને એમ સમજાવ્યું,
અમૃત છોડીને ઝેર પીધું.

ૐ

[ એક સમયે એક ઝવેરી કંઈક પુછવા આવ્યો. એમનુ હીરાનું પડીકું ક્યાંક મુકાઈ ગયું હતું. તે પ્રશ્ન પૂછયો. તેના ગયા પછી વિચાર આવ્યો. કે સાચા મોતી-ઝવેરાતના ખરા વ્યાપારી તો પૂ. બાપજી છે. કે એક એક હીરાની, મોતીની સાચી પરીક્ષા પોતે કરે છે તે ઉપરથી થયેલી કાવ્યની સ્ફુરણા લખી છે ]

## ૧૫. મોતીનો વેપારી

રંગાજી ! તું તો હીરાનો વેપારી રે,
હીરાનો વેપારી રંગા ! મોતીનો વેપારી;

રંગા ! તું તો હીરાનો વેપારી.

માણસ જોઈને વેચજે હીરા બેસજે મઢુલી બા'ર
લેવાનો હોય તો લેય રે એનો ઓછો ન કરતો ભાવ રે....રંગાજી૦

ખાલી ગજવાના માણસની સાથે કરીશ ના વેપાર;
નફો નુકશાન મળે નહીં ને તું કાઢજે એને બહાર રે....રંગાજી૦

જેના દિલમાં રંગ વસે તે તો કિંમતનો કરનાર;
એવો માગે હીરલો ત્યારે આપજે તેને ઉધાર રે....રંગાજી૦

મઢુલીએ તારી પાસ ન આવે હીરા મોતીનો લેનાર;
હજારો સલામ કરજે તેને તે સુરખનો સરદાર રે....રંગાજી૦

વચ્ચે દલાલોને રાખતો નહીં દલાલી ખોટી લેય;
વેચવા જાશે તો વેચાશે પોતે પોપાભાઈની જમાત રે... રંગાજી૦

લેનારાની તારી પરખ સાચી લેવાનો હોય તો લેય;
બિચારો એવો ઘરાક તારો કે રોકડે હીરો લેય રે....રંગાજી૦

## १६. पावडीनो पहेरनार

(राग - मीठा लाग्या रे मने०)

व्हाली लागी रे मने रंगा तारी झुंपडी,
એ ઝુંપડીએ દીધાં કંઈકે જ્ઞાન રે
તે જ્ઞાને ગુરુજીને ઓળખ્યા....વ્હાલી૦

વ્હાલી લાગી રે મને મૌન ભરી વાણી,
એ વાણીમાં શિવોહંનો નાદ રે;
તે નાદ ગયો બ્રહ્માંડમાં....વ્હાલી૦

શું રે કહું ! તારી જ્ઞાન તણી ગોઠડી,
એ ગોઠડીમાં અમી તણી છાંટ રે;
તે છાંટે છંટાયા તારાં બાલુડાં....વ્હાલી૦

વ્હાલી લાગી રે મને રંગા તારી પ્રીતડી,
એ પ્રીત પુરાણી કહેવાય રે;
તે પ્રીતને નિભાવજો હો વાલમા....વ્હાલી૦

બિચારાને ગમે રંગા તારી પાવડી,
એ પાવડીનો તું પહેરનાર રે;
કો'ક વાર આંગણે પધારજો પ્રભાતમાં....વ્હાલી૦

૨-૭-૬૦



[રંગ સ્મારક કેવું હોવું જોઈએ એનો વિચાર આવ્યો. આજ સુધી પૂ. શ્રીએ આપણને ખૂબ જ જ્ઞાન પીરસ્યું છે. અનેક વાતો એમના સ્વમુખે સાંભળી. પેટ ભરીને ખાધું. જેટલું

ખાધું તેટલું વાગોળીને અવશિષ્ટ જીવન પૂરું કરવાનું રહ્યું. એ જેટલુ ખાધું તેનું મૂલ્ય આપ્યું નથી. અને આપવાનું પણ નથી. કોઈ માગતું પણ નથી. ફક્ત એમના બતાવેલા માર્ગે ચાલવાથી જ એમનું સાચું સ્મારક આપણે કીધું છે, એટલું જ બસ છે. માંહો માંહેના ઝઘડા દૂર કરી હળીમળી એક બાપના બેટા થઈ સાથે બેસી હરિગુણ ગાઈશું. તો આપણે પૂ. શ્રીનું બધું જ કર્યું એમ માની શકાય, અને ઋણમુક્ત થઈ શકાય.]

## ૧૭. સાચું સ્મારક

(રાગ : બેસવું હોય તો બેસી જજો ગાડી ઉપડી જાય છે.)

ગુરૂજન હોય તે પહેલા નિકળો, રંગભજનની બૂમ પડી...ટેક૦
નાના મોટાનો મોહ તજીને આવો હેતે હળીમળી. રંગભજન૦
ગંગા કિનારે એનો દેહ પડયો ને નારેશ્વરમાં છેલ્લી ઘડી. રંગભજન૦
હરિના દ્વારે રંગના ધામે ભક્ત જનોની ફોજ ચઢી. રંગભજન૦
પેટ ભરીને ખાધું તો યે ભૂખ અમારી અડધી રહી. રંગભજન૦
ખાધું વાગોળો વેગળા બેસી મારૂં તારૂં દૂર કરી. રંગભજન૦
ખાધેલાનું ઋણ ચુકાવો રંગે ચીંધ્યા માર્ગે વળી. રંગભજન૦
જીવન–મરણનો છે સરવાળો બાદબાકી તો બાકી રહી. રંગભજન૦
ઓળખ્યા ત્યાંથી કહેતા આવ્યા, 'વિચારીને ચાલો જરી'. રંગભજન૦
કહેતા કહેતા થાકયા ત્યારે અંતે ગયા હરિધામ ભણી. રંગભજન૦
ઈર્ષ્યા દ્વેષને અળગા કરો તમે ઈચ્છા પૂરી કરશે હરિ. રંગભજન૦
એ છે સ્મારક સાચું એવું બિચારો કહે લળી લળી. રંગભજન૦

ૐ

[ પૂ. રુકમામાની પુણ્યતિથિએ માજીને સ્મરણાંજલિ રૂપે લખેલું કાવ્ય છે. પહેલે વર્ષે પદયાત્રા કરી માજીને અંજલિ આપી હતી, ત્યારે નો'તી ખબર કે આવતી બીજી સંવત્સરી એ માતા પુત્ર બન્નેને સ્મરણાંજલિ આપવી પડશે. દૂર દૂર ગયેલા પોતાના પનોતા પુત્રની રાહ જોતાં થાકે છે, અને પુત્રની યાદ કરી માજી આંસુ સારે છે. પૂ. શ્રીએ માજીની માતૃશૈલ બનાવ્યા પછી એકસો સિત્તેર દિવસે પોતાનો નિશ્ચય–આખરી ઉધનો લીધો. આ ગોઝારો દિ' જો માજી હતા ત્યારે આવ્યો હોત તો, માજી આ જ પ્રમાણે વિલાપ કરતે, એવું માની આ કાવ્ય લખ્યું છે.

વર્ષગાંઠો ઉજવાય ત્યારે 'નારેશ્વરનો નાદ', 'ઠાકોરનું દેણુ' 'નવાગામની નોબત', 'કણભાનો કડાકો', 'ધર્મજનો ધડાકો' તથા આફ્રિકાથી બંતાવેલું 'ભવરોગનું ઔષધ', વિગેરે પર એક જ વખત પૂજ્ય શ્રી જાહેરમાં પોતાનું વકતવ્ય રજુ કરતા.

પૂ. શ્રી જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં એમના ભકતો એમને ગાધી કાઢીને જતાં. હવે ક્યાં શોધવા ? હવે તો ભકતોના દિલમાં જ શોધવાના રહે છે. પૂ. શ્રી એક મટી અનેક થયાં છે. દેશ અને વિદેશમાં માતૃભક્તિ અને દત્ત–સંપ્રદાયનો ફેલાવો કરનાર આજે ગુજરાતના ગામે ગામ અને ઘરે ઘરમાં દત્ત–ભક્તિનો નાદ પહોંચાડી એમણે પૂ. પા. શ્રી સ્વામી વાસુદેવાનંદ સરસ્વતી ગુરુ મહારાજનું અધુરું રહેલું કાર્ય પૂરણ કર્યું. માતાની અંતિમ પળ સુધી સેવા કરી જીવન ધ્યેય પૂર્ણ કર્યું. ધન્ય છે એવી વિભૂતિને કે જેણે ગુરુ–ગૌરવ તથા માતૃ–ગૌરવનું જ્ઞાન ભકતોને આપી સમગ્ર જગતને સંદેશ જયપુર ખાતે આપી જીવન લીલા સમેટી. ]

*

## ૧૮. માડીનો પુકાર

રંગા ! તારી માડી પુકારે....કે
રુસણાં શાને લીધાં હો...જી...ટેક૦
દત્તા તું તો રંગ થઈ અવતરિયો...કે
પેટડું મારું ઉજાળ્યું હો...જી.

(સાખી) રંગા ! તું કહેતો હતો ભક્તજનોને એમ,
"માજી રહેશે જ્યાં સુધી રહીશ ત્યાં સુધી તેમ."
રંગા ! મારી વિતી ગઇ બધી આશ...કે
નજર મેં આભે ચઢાવી હો......જી.
....રંગા તારી૦

માતૃસેવા તારો બોધ છે રગરગમાં માડીનો પ્રેમ
જનેતા ખાતર જીવે સદા (તેં) માની મમતાની રાખી નેમ.
રંગા ! હેતે ભરેલી તારી મીટ...કે
હું તો તારી વાટ જોતી હો....જી.
....રંગા તારી૦

દેશ અને વિદેશમાં દત્તનો ગુંજતો નાદ,
માતૃભક્તિ મહિમા તણો તું સાધક સર્જનહાર.
રંગા ! તું તો નારેશ્વરથી જાય....કે
ત્યારે મને પાયે પડતો હો....જી.
....રંગા તારી૦

૬કુંભારિયાની રંગ કુટિરની પીઠ જો....ભાવભરી૦
૭ગોડાદરામાં આસ્તિક મંદિરે પીઠ જો....ભાવભરી૦
૮કોસંબામાં દીનદયાળુની પીઠ જો...ભાવભરી૦
૯સીચ ૧૦પાદરામાં પીઠ રંગની માન જો....ભાવભરી૦
૧૧આછાલિયે ને ૧૨ઓચ્છણ ગામે પીઠ જો....ભાવભરી૦
૧૩નવાગામ ને ૧૪ગામડીચોસરે પીઠ જો....ભાવભરી૦
રંગાયેલા ૧૫રંગપુરમાં પીઠ જો....ભાવભરી૦
૧૬પોર વડોદરે ૧૭રામગલોલે પીઠ જો...ભાવભરી૦
૧૮દીવેર ૧૯વાંકલ ૨૦હાજીપુરામાં પીઠ જો....ભાવભરી૦
બીલીમોરામાં ૨૧દેસરાવાડીએ પીઠ જો....ભાવભરી૦
ભક્તોના અંતરમાં રંગની પીઠ જો....ભાવભરી૦
બિચારાના દિલમાં અનોખી પીઠ જો,
જ્યાં જ્યાં પીઠ ત્યાં વાસ છે મારા રંગનો.

*

## ૨૦ સ્વપ્નાનો સોદાગર

(રાગ : પ્રભુજી તમે રાખો તેમજ રહીએ૦)

રંગાજી ! તું તો રાખે તેમજ રહું;
ભક્તિ તારી કરવા માટે હું દુઃખો સઘળા સહું.
....રંગાજી ! તું તો રાખે૦

કોઈ દિન મિલે મીઠા મેવા,
ચાઈ દિન ભૂખ્યો રહું;



શ્રી કૃષ્ણશંકરશાસ્ત્રી સાથે સલાહકાર નીનકંઠ શુક્લ તથા વ્યવસ્થાપક

છગનભાઈ છે રંગભક્ત માજીને તે સત્કારે;
રતિલાલ છે પદયાત્રી સાથે સૂરતના એ વેપારી.

બિંદુમાં સિંધુ વસે ને વામનમાં વિરાટ
દૃષ્ટિ માત્રથી સૃષ્ટિ કરે તારા પરચાનો નહિં પાર
બેની! આવ્યો ગોઝારો એ દિ'. કે
રંગો મારો ક્યાં રે હશે હો....જી.
....રંગા તારી૦

"નારેશ્વરનો નાદ" કરી ચુક્વ્યું "ઠાકોરનું દેણ,"
'નોબત'ના 'ધડાકા' 'કડાકા' કરી આપ્યું 'ભવરોગનું ઓષડ.'
રંગા તારી વર્ષ ગાંઠો ઉજવાય....કે
મારું મનડું હરખાતું હો...જી.
....રંગા તારી૦

નિર્જન નારેશ્વર તણું સર્જન કર્યું અમાપ,
જંગલમાં મંગલ કર્યું જેમ ગાગરમાં સાગર માપ.
એક સો ને સિત્તેર વ્હાણાં વાયાં...કે
તેં આકરી ઉંઘ લીધી હો....જી.
...રંગા તારી૦

રંગા ! તું એક જ હતો હવે થયો છે અનેક,
ભક્તોના અં ત રે મ હીં વ્હેંચાયો વિધવેષ.
રંગા ! તેં તો કહ્યું કરીને બતાવ્યું....કે
મા રું વ ર્ષ વિત્યું હો....જી.
...રંગા તારી૦

માતૃ–સ્મૃતિનો ટેક લઈ પાછો આવ્યો નારેશ,
માતૃ–તીર્થ ગયા બન્યુ ઋણ મુક્ત થયો અશેષ.

રંગો મારો ગયો હરિને દ્વાર....કે
કૌપિને કાયા સજી હો....જી
રંગા ! ધાર્યું ધરણીધરનું થાય....કે
બિચારો તો શેદણા રડે હો....જી.

...રંગા તારી૦



[ આ એકવીસ પીઠ ( બેઠક ) શ્રી રંગ અવધૂતજીની છે. એમાંથી ગમે તે પીઠના દર્શને જઈએ તો નારેશ્વરની યાત્રાનું પુણ્ય મળે છે. એમાંની કેટલીક પીઠની તો પુ શ્રીએ સ્વમુખે વિશિષ્ટતાઓ વર્ણવી હતી. તે પીઠોને અત્રે વંદના પાઠવવામાં આવી છે ]

## ૧૯. એકવીસ પીઠને

( રાગ - પંચવટીમાં શ્રી રઘુવીર બિરાજતા રે૦ )

[૧]નારેશ્વરની સિદ્ધ પીઠ કહેવાય જો,
[૨]ભાવભરી ભક્તિ ત્યાં મારી પહોંચજો. (ટેક)
બીજી પીઠ તે ઔદુંબર વૃક્ષ રલીયાડે ...ભાવભરી૦
[૩]રાજપીપળે રંગ પીઠ કહેવાય જો... ભાવભરી૦
આદિ પીઠ તે [૪]સુરખેજ કહેવાય જો....ભાવભરી૦
[૫]ગોધરા ગામે માતા પુત્રની પીઠ જો....ભાવભરી૦

શ્રી મોતીજી ઠાકોરસાહેબ મહીડા, વિગેરે પાલખી લેતા.



રતિલાલે કીર્તન કીધું ભક્ત દેશગન

મારું ધારેલું થાય નહિ ત્યારે,
તારું ધારેલું હું કરું....રંગાજી ! તું તો રાખે૦

મારા અંતરની વાતો જાણે તું,
બીજું હું શું કહું !
તું કરનારો તારો સથવારો,
બે ફિકરી થઈ ફરું....રંગાજી ! તું તો રાખે૦

નજરથી દૂર ગયો તિહારે,
મારા દુઃખ કોને કહું.?
તારા વિરાટમાં વામન થઈને,
ભિખારો થઈને ફરું....રંગાજી ! તું તો રાખે૦

તારી કરુણાની કૃપા વરસે ત્યારે,
ઝીલનારો થઈને ઝીલું;
સપનાનો સોદાગર મારો,
તું લખાવે તેમ હું લખું....રંગાજી ! તું તો રાખે૦

*

[ પદયાત્રા મુંબઈથી નીકળી નારેશ્વર આવી. ત્યારનું સ્મૃતિ ગાન અન્યત્ર છાપ્યું છે. પરંતુ પદયાત્રાને ઉદ્દેશીને આ ભજન–કાવ્ય બનાવ્યું છે. જેમાં કાળને ઘેટાંને ઉપમા આપી છે. 'કાળ રોયો,' એમ સમજાવ્યું છે. તે 'પદયાત્રા શતક' કાવ્ય વાંચવાથી ખ્યાલ આવશે. ]

અનેક જન્મના પુણ્યના બળથી,
અનેક પુણ્યના થતા ઉદયથી,
મળ્યા અવધૂત મહારાજ....રંગાજી મારા૦

કામ–ક્રોધાદિ શત્રુઓ ખોટાં,
કેમ જીતાશે મહાબળી મોટાં,
પૂરો અંતરની આશ....રંગાજી મારા૦

બિચારો કહે છે રંગાજીને શોધી,
અજ્ઞાનીઓને જ્ઞાનથી બોધી,
મેળવે અંતરની હાંશ....રંગાજી મારા૦

*

[ પૂ. શ્રીનો મુકામ જ્યાં હોય ત્યાં રોજ ઉષ:પ્રાર્થનામાં ભૂપાળી રાગ 'ઉઠ અધમ અંજના' ગવાતું. એ ઘણું જ મધુર લાગતું. એક દિવસ મેં શ્રી સુમનલાલને પૂછ્યું, "આ રાગ કયો કહેવાય ?" 'ભૂપાળી.' એ પૂ. શ્રીના સ્વમુખે સાંભળવાનો મોકો શિશોદ્રા ગામે મળ્યો. પછીથી તો ઘણી વાર સાંભળ્યો. એ રાગ સાંભળવા માટે માગણી કરી, તો પૂ. શ્રીએ ગાઈ બતાવ્યો હતો. તે રાગ પૂ. શ્રીની વાણીમાં હવે ક્યારે મળશે ? છતાં માગણી કરવી સમજીને માગણી કરું છું. ]

## ૨૩. ભૂપાળી રાગ સુણાવો

ઓ....મારા રંગા ! રે, મને લાગ્યો છે રંગ તમારો,
અમર ભૂપાળી રાગ સુણાવો. ટેક૦

એ રાગ સુણીને હું તો જાગું છું પળમાં,
વંદન કરું હું તારા ચરણમાં;
ઓ....મારા રંગા ! રે, હવે નહીં તલસાવો,
....અમર ભૂપાળી૦

મીઠી તારી યાદમાં દિવસો ગુજારું,
તારા વિના આ જગમાં અંધારું;
ઓ ...મારા રંગા ! રે, જ્યોતમાં જ્યોત મિલાવો,
....અમર ભૂપાળી૦

સદા સેવક બનીને નામ જપું આપનું,
માનું નહીં હું તો કોઈના યે બાપનું;
ઓ . મારા રંગા ! રે, બળતા હૈયાને હવે ઠારો,
....અમર ભૂપાળી૦

બિચારાને આપ એક, આપને અનેક છે,
જેમાં હું એઉં તેમાં આપનો વિવેક છે;
ઓ....મારા રંગા ! રે, કહ્યું જરા તમે માનો,
....અમર ભૂપાળી૦

શ્રી, ૨-૨-૯૦

[ પૂ. શ્રીના દેહોત્સર્ગ પછી તેમના નશ્વર દેહને દિલ્હીથી અમદાવાદ લાવ્યા; અને અમદાવાદથી નારેશ્વર લાવ્યા. વડોદરા પછી અંધારપટ શરૂ થયો. જ્યારે નારેશ્વરનો વળાંક શરૂ થયો ત્યારે આવતી ગાડીઓની બત્તીના પ્રકાશથી આકાશમાં જાણે

પ્રકાશની શલાકા દેખાતી હતી. મેઘ ધનુષ્ય જેવો દેખાવ લાગતો હતો. અગ્નિ સંસ્કાર વખતે ભકતોના ટોળે ટોળાં રંગના દર્શને આવે, તેની યાદમાં આ કાવ્યથી અલ્પ વર્ણન લખ્યું છે. ]

## ૨૪. આગ ભભુકી

( રાગ : કૃષ્ણ કનૈયા બંસી બજૈયા૦ )

પાપી અને પુણ્યશાળી જીવો તારી ઝું પડીએ આંટા ખાયરે.(૨)(ટેક)
લીમડે બેઠો જંગલનો જોગી, (૨) સૌને દેખી હરખાય રે....
પાપી અને૦

રાત અંધારીએ અથડાતા આવે દિવડો સાં નવ થાય રે....(૨)
નજર ન આવે રંગ તિહારે, (૨) મનડું રોતું થૈ જાય રે....
પાપી અને૦

ધરા ધમધમી ને આગ ભભુકી રંગ નહિં દેખાય રે....(૨)
ગુજરાતે દાવાનળ લાગ્યો, (૨) હોલવ્યો કેમ હોલવાય રે....
પાપી અને૦

મોટરો કેરી લાઈનો ચાલે સારે હૈયાં ગયાં ગભરાઇ રે....(૨)
વાત સુણીને મૂઠીઓવાળી, (૨) બાળકો દોડતાં જાય રે....
પાપી અને૦

મેઘ ધનુષ જેવું તેજ દેખાતું જગ ઉઠયું અકળાય રે....(૨)
તાજ વિનાનો મહારાજા આજે, (૨) મૃત્યુને જીતવા જાયરે....
પાપી અને૦

દુંદુભિ વાગે દેવતાઓના   ગંધર્વો કરતા ગાન  રે....(૨)
સ્વર્ગ થકી થઈ પુષ્પની વૃષ્ટિ, (૨) બિચારો જોઈ મુંઝાય રે....
પાપી અને૦

卐

[ પાદુકા પોતાની આત્મકથા વર્ણવે છે. પાદુકાને પૂજાતી જોઈ ઈર્ષ્યા થાય છે, કે આ દોઢ વેંતનું લાકડું કેટલું ભાગ્યશાળી છે, કે એની મહાપૂજા થાય ! બીજા લાકડા ક્યાં ક્યાં વપરાતા હોય છે ! 'ખરેખર અહો ! પાદુકા, તું ભાગ્યશાળી છો તને સ્હેજ પણ અહં આવતો નથી ?' પાદુકા પોતાની વિતકકથા કહે છે ]

## ૨૫. ભુંડું બધાં અપમાન

( રાગ : કર મન ! ભજનનો વેપાર૦ )

પાણીની મારા પર ધારા પાડી ઠરવા ન દીધી ઠામ,
ચંદન લપેટી મને કુરૂપ કીધી બાકી રહ્યાં કુડાં કામ રે....
ભક્તો રે મારા૦
ધૂપ, દીપ ને અત્તર લગાવી મને ધરાવે મીઠાં ધાન,
ભક્તો લાવે સૂકા મેવા મને ભોજનનું નથી ભાન રે....
ભક્તો રે મારા૦
સાચા સંતને ચરણે વસું મારે બીજું ન જોઈએ માન,
બિચારાના ઘરે જવું ત્યારે હું ભુલું બધાં અપમાન રે....
ભક્તો રે મારા૦
પાપોમાંથી હું ઉરું આ સંસાર,
કાળના આવે પાસે જેથી પાદુકા નામ નિરધાર રે....
ભક્તો રે મારા૦

❀

[ ધર્મજ ગામે આંધી આવી. મહાપૂજન ચાલતું હતું. હાથના ઈશારે આંધી આવતી અટકાવી; તે પ્રસંગની તથા ગોઠાદરા ગામે આસ્તિક મંદિર જીર્ણોદ્ધાર પ્રસંગે અનેકાનેક વાર સાથ દીધો; એ પ્રસંગને યાદ કરી આ ભજન-કાવ્ય બનાવ્યું છે. ]

## ૨૬. મૃત્યુ નિચોવી

રત્નાગિરિથી વિઠ્ઠલ ઉતર્યા 'ને
એણે ગોધરે કીધો વાસ રે....પાંડુરંગ અવધૂતા.
છોડી ગોધરા રંગ આવીઆ 'ને
નારેશે કીધો વાસ રે....પાંડુરંગ અવધૂતા.

રેવા તીરે સ્મશાન ભૂમિએ
સરજ્યું તેં તીરથ ધામ રે....પાંડુરંગ અવધૂતા.
અહિંસક ભૂમિમાં પ્રેમ ભર્યો ’ને
ત્યાં લીમડો મીઠો થાય રે....પાંડુરંગ અવધૂતા
ભકતો આકીન લઈ આવતાં ’ને
તારા નામે કારજ થાય રે....પાંડુરંગ અવધૂતા.
દાસ હરગોવિંદ તારિયા ને તેં
કીધાં અનેકના કામ રે....પાંડુરંગ અવધૂતા.
આંધી ધર્મજમાં આવતીને તેં
રોકી, ઊંચો કરી હાથ રે....પાંડુરંગ અવધૂતા.
આસ્તિક જીર્ણોદ્ધાર થયો ગોડાદરે
પાણી દઈને પત રાખી રે....પાંડુરંગ અવધૂતા.
જંગલનો જોગી થઈ બેઠો નારેશમાં
બિચારાનો વિશ્રામ રે....પાંડુરંગ અવધૂતા.
તાજ વિનાની બાદશાહી તારી તેં
મૃત્યુ નિચોવી કીધું પાન રે....પાંડુરંગ અવધૂતા.



[ સુરત જીલ્લાના પલસાણા ગામે પૂ. શ્રીની સાથે હું હતો, ત્યારે પ્રસંગોપાત વાત નીકળી કે "બાપજી ! અત્યાર સુધીમાં પ્રસાદ તો આપનો ઘણો ખાધો. પરંતુ ભગવાન ! હવે તો પ્રસાદમાં



મુંબઈ માધવબાગ દત્તયજ્ઞમાં સત્કાર કરતા સૌ હસુમતી ર. જોશી.

એક દિવાસળી આપો. કારણ કે ઘી, તેલ, દિવેલ, વગેરે ઘણું ભરેલું છે, અને તેમાં પલાળીને વાટ પણ તૈયાર કરેલી છે. એક દિવાસળી વગર જ કામ અટકેલું છે. તો એ કામ મારું પુરું કરી આપો."

"પણ મારું જ દિવાસળીનું ખોખું હવાઈ ગયું છે, તો પછી કેમ કરું?"

"આપના દર્શન કરવા માટે આવડી મોટી મોટી લાઇનો લાગે છે, તો ખોખું હવાઈ ગયું હોય એ કેમ માની શકાય? અને હવાઈ જ ગયું હોય, તો આપનો દીપ તો સળગતો જ હશે ને? તો તે આપના સળગતા દીવા સાથે મારો દીવો ઠેપી આપો તો જરૂર સળગી જશે," મેં કહ્યું.

"મારા સળગતા દીવાને હું સાથે લઇને ફરતો નથી. તે નારેશ્વરમાં રાખું છું. તમે નારેશ્વર આવો ત્યારે યાદ કરજો ત્યાં બધું કાર્ય પૂરું કરીશ." પૂ. બાપજીએ કહ્યું

ત્યાર પછી નારેશ્વર ગયો ત્યારે એમને યાદ આપતાં મને સવારે કાગળ– પેન લઇને બોલાવ્યો અને પ્રસાદી મંત્રની આપી. તે પ્રસંગને અનુરૂપ આ ભજન-કાવ્ય આપ્યું છે. ] ૪-૩-૮૦

## ૨૭. વિરહ કેકારવ

(રાગ : ઓ પ્રેમ નગરના પંખીડાં)

ઓ...નારેશ્વરના અવધૂતા! તારા જ્ઞાનની વાતો કહેતો જા, (ટેક)
મારો પ્રેમ પ્રલાપો સુણતો જા, કહેવાનું કંઈ કહેતો જા....
ઓ નારેશ્વરના અવધૂતા!

અવધૂતી પંથની શીતળતા, તેમાં ભળતી તારી અનુકંપા,
ભાગ્ય ખુલે, દુઃખ–દર્દ મીટે માનવતા મુજને શિખવતો જા....
ઓ નારેશ્વરના અવધૂતા!

દુનિયા ભલે ઠીક જે લાગે કહે, જતી આવતી કરવતથી વે'રે,
શેરેલાં વટણું વાવતી રહે, એનો એકઈશારો કરતો જા....
ઓ નારેશ્વરના અવધૂતા !

તારા નામને ડાઘ ન લાગે તેવું, કદી વર્તન હોય ન એવું મારું,
તારામાં તારો થઈને ભળું, એવી અપૂર્વ શક્તિ દેતો જા...
ઓ નારેશ્વરના અવધૂતા !

ઘી, તેલ, દિવેલ છે ખુબ ભર્યું, ભીંજવી વાટ તૈયાર કર્યું,
તે સળી વિના કદી ના સળગ્યું, તું એક દિવાસળી દેતો જા....
ઓ નારેશ્વરના અવધૂતા !

"મારું ખોખું સળીનું હવાઈ ગયું," એવું કાઢે તું ખોટું બ્હાનું,
પણ તારું દિવડું સદા જલતું, એની જ્યોતમાં જ્યોત મિલાવતો જા.
ઓ નારેશ્વરના અવધૂતા !

બિચારામાં તારી યાદ ભરી, મારે કોને જઈને કે'વું જરી,
તારી પ્રીતની રીત શિખવતો જા, આરા વિરહ કેકારવ સુણતો જા...
ઓ નારેશ્વરના અવધૂતા !



૨૮. પદયાત્રા–શતક

પદયાત્રાના પુનિત પ્રસંગે, એયો પરચો ત્હારો;
ગામે ગામ ને ઠામે ઠામે, તારો મને સથવારો રે....
રંગાજી રે, તારો મને સથવારો સાચો....૨૬૦

દેહોત્સર્ગ થયો માજીનો, સુઝાયાં સૌ બાળો,
નામ–સ્મરણ કરવું ધારીને શ્રેય માજીને આપ્યો;
રંગ અવધૂત અભ્યાસ કેન્દ્રે સાચી દૃષ્ટિ સાધી,
પ્રતિમાસિકની પુણ્ય તિથિએ, નામની ધુન જગાવી રે....
રંગાજી રે....૧

છ માસ જ્યારે વીતવા લાગ્યા, પ્રેરણા તારી મળતી,
માતા ! તારા બાળ અમોને દેજો સન્મતિ સાચી;
લીલામૃત – સપ્તાહ – મહોત્સવ અતિ આનંદે કીધો,
વૈશાખ શુકલ ષષ્ઠી શનિવારે શ્રેય માજીને દીધો રે....
રંગાજી રે....૨

અડસઠની એ સાલ સોહામણી દશમી શુક્રવાર,
બ્રાહ્મ મુહૂર્તે મંગલ દિવસે, જગમાતાનું થયું સવાર;
પદયાત્રિકો અતિ ઉત્સાહે, કમરકસીને નીકળ્યાં,
મંગલ આરતી મંગલ ગીતડાં, આનંદ અપરંપાર રે....
રંગાજી રે....૩

ખોટ હતી એક મનમાં મોટી, કેમે કરી વિસરાતી,
દવેજીના નિધન તણી એ, કદી નહીં ભુલાતી,
એની યાદ નિરંતર રહે, એ એંધાણી છે પુરતી,
મિષ્ટાન્ન ભોજનનો ત્યાગ કરીને, યાત્રા આગળ વધતી રે....
રંગાજી રે....૪

ચંપાવાડી મુંબઈથી અમે, આવ્યાં ઘાટકોપરમાં,
અસ્તવ્યસ્ત અમે હતાં તે, વ્યવસ્થિતતા લાવ્યાં;
પ્રથમ દિવસે અતિ ઉત્સાહે થાક અનેરો લાગ્યો,
પણ તારી કૃપા છે, તું કરનારો, સથવારો તારો સાચો રે....
રંગાજી રે ...૫

ઝંડાની અમે દાંડી ખરીદી, ઊંચી ધજા બનાવી,
મનહર ને નારણ મંડળની સ્વાગતા સ્વીકારી;
રમણલાલ શેઠ રાહ જુવે છે, મુકામ કીધો થાણા,
અતિ આનંદે, અતિ ઉત્સાહે, ગીત માના ગાયાં રે....
રંગાજી રે... ૬

થાણાના એ વિરામ દિવસે, દાઝતાં તે બચાવ્યાં,
ભક્ત યુગલનું સ્વાગત સ્વીકારી, ધનભાગી તેં બનાવ્યાં;
વીરાભાઈના મનમાં થયું કે દાગીના કેમ કરી જાશે,
ટોલી મોકલી કલ્યાણ સુધીની સેવાની તક સાધે રે..
રંગાજી રે....૭

લીંબુ લીધાં, ઘટતું લીધું, કંઈક જનો ખુશ થાતાં,
આપે રસ્તે જનારાઓ, સૌ મનોમન હરખાતાં;
રિક્ષરમાંથી લીંબુ પડે છે, પાછળ તું તો ચાલે,
એક એક લીંબુ વીણી વીણીને તારી પાસે રાખે રે....
રંગાજી રે....૮

તારા મનની મુંઝવણ વધતાં, શેકયાં ખૂમો મારી,
જોયુ જ્યારે કેરિઅરમા તો (બસોમાથી) દશબાર લીધુ બાકી,
લક્ષ્મી–કેશવ મંદિર સૂનુ રાહ જૂએ છે "કન્હાડે",
બાજીનુ સ્વાગત કરવાને, આવે ગામને દ્વારે રે
રગાજી રે ૯

સખારામ બુવા સત સમાધિ, ભજન રમઝટ જામી,
ગાડી એક બગડી તેને, ત્યાથી પાછી કાઢી,
ચીંચગર જેવુ ગામ સોહામણુ, ગિરિજા સુત ત્યા વસિયા,
નિજ મદિર બધાતુ તેના શ્રમ–યજ્ઞે યાત્રિક ભળિયા રે
રગાજી રે ૧૦

(ત્યા તો) યાત્રિકાની થઈ કસોટી, ખૂગી સોટી ચલાવી,
નિયત માર્ગનો ત્યાગ કર્યો, તેથી કોપ ઉતર્યો ભારી,
ભૂલા પડિયા માર્ગ મહીં ને, ટળવળતા કઈ કીધાં,
બાળ રૂપે આવી તે તો સીવા મારગ દીધા રે
રગાજી રે ૧૧

થાકયા પાકયાં ભૂખ્યાં તરસ્યા, તાપ કહે ત્યા મારું કામ,
ત્રણ ધરનુ ગામ વાઘોટે, ચૌવરી ભક્તને ત્યાં આરામ,
જે જેનુ તે તેનુ સમજી, બે દિનનો ત્યા કીધો વિરામ,
ત્યાથી નીકળી ગામ મનોરે, સીધો કીધો મુકામ રે
રગાજી રે ૧૨

બેજની કિંમત ત્યાં સમજાઈ, મૂલ્ય કાંઈ નથી ત્યાં મારું,
સ્વાગત થાતું ઠામે ઠામે, અમારું નહિ, એ તારું;
પારનેરાની સુંદર તળેટીએ, પદયાત્રા ત્યાં આવી,
રુકમા માએ પદયાત્રામાં ચાલવાની મઝા માણી રે....
રંગાજી રે....૨૧

છુટા કેશી શુભ્રવસ્ત્રની એક નારી પદયાત્રામાં આવે,
વિધ વિધ તરજથી ઢોલક ને ઝાંઝ-મંજીરા વાગે;
તે તે તરજોથી નૃત્ય કરતી યાત્રા સાથે ચાલે,
હસતી જાયે કુદતી જાયે હરખ નહિ સમાય રે....
રંગાજી રે....૨૨

ઓ મા ! તું રુકમા હશે ! કે દેવી પારનેરાવાળી !
ના સમજું, કે ના વિચારું (પણ) ખુશી થાવું મનમાંહી;
આ પરચો નહિ જેવો તેવો, આગળ કહું સાંભળજો,
શ્રદ્ધા વિહોણા માનવને પણ એક વાર જોવા જેવો રે....
રંગાજી રે....૨૩

ગીતા મંદિર વલસાડનું, જ્યાં રંગ પરિવાર છે મોટો,
ત્યાં યાત્રિકાએ મુકામ કીધો સત્કાર સમારંભ થાતો;
લીંબુ, સરબત, ચા, કોફી ને અલ્પાહાર ત્યાં લીધો,
તે સમયે એ માતાજીને નાસ્તો અમોએ દીધો રે....
રંગાજી રે....૨૪



પાલખી લીધી ડગલાં ચાર.

દશ પાંચ ને અડસઠ દિને, સોમટા આહિવાસી ગામ,
નાની સરખી દુકાન ધોળપની, દળવી કરે ડોકટરી કામ,
કોઈ જગ્યાએ જમણ ન ખુટતું, વસ્તુ ના ખોવાતી,
પદ યાત્રિકાની મિષ્ટાન્ન વિનાની પ્રથા નહિ લોપાતી રે....
રંગાજી રે....૧૩

જગતજનની જગદંબાની, શક્તિ પીઠ ત્યાં આવી,
મદમાતી મહાલક્ષ્મી માતા, કદી નહિ વિસરાતી;
જગમાતા એ બન્ને માડીને, મળવાનો ઠીક મોકો,
એ સ્થળે ભુલાય નહિ એવો જોયો પરચો તારો રે....
રંગાજી રે....૧૪

ઓ મા! તારા દર્શન દુર્લભ, દર્શનથી શ્રમ જાયે છે,
દરશનથી મન પરસન થાયે, એ બલિહારી તારી છે;
સીધે રસ્તે મંદિર પ્રવેશમાં પ્રદક્ષિણા ક્રમ ચુકયાં,
વટ વૃક્ષ સાથે ધજા ભેરાણી મુંઝવણમાં ત્યાં મુકયાં રે...
રંગાજી રે....૧૫

સત્યનારાયણ ભગવાનની ત્યાં, મહાપૂજા અમે કીધી,
પ્રસાદમાં જે દૂધની ખોટ તે, આહિર થઈ પૂરી કીધી;
તલાસરી નામે ગામ હતું ત્યાં જંગલ ખાતું જબરું,
પંચાયત પેઢીમાં રહેવાનું, કામ હતું ત્યાં અઘરું રે....
રંગાજી રે.... ૧૬

તલાસરીથી ભીલાડની ભાઈ, લાંબી મજલ અતિ ભારે,
અડધે રસ્તે મારગમાં ત્યાં, ડાક બંગલો આવે;
મહારાષ્ટ્ર ગુજરાત તણી, સંગમ સરહદ કહાવે,
કાજળી સરહદ નયન રમ્ય એ ભૂમિ અમને પુકારે રે....
રંગાજી રે....૧૭

તારા નામનું સ્મરણ કરતાં, ત્યાંથી સાંજે પ્રયાણ કીધું,
ભીલાડમાં આરેકરની વાડીએ આસન જમાવ્યું;
થાણાથી તે ભીલાડ સુધીનો, ખર્ચ હતો પોતાનો,
ગુર્જર ધરાની ગરવી ધરણીમાં, ખર્ચ નથી થાવાનો રે....
રંગાજી રે....૧૮

પદયાત્રાનું દર્શન કરવા ગામે ગામ ટોળાં જામે,
પુરુષ અધ્યાપન મંદિર વાપીનું, સામે લેવા આવે;
રામચંદ્ર છે ભક્ત અદના, રંગઘેલાં અતિ ભારે,
એક સમયે ગુરુમહારાજે વાસ કીધો'તો એના દ્વારે રે....
રંગાજી રે....૧૯

વાપી પછીની પદયાત્રાની એક લીધી જવાબદારી,
ત્રણ વિરામ દામજીભાઇના, સેવા કીધી કપરી;
૦ સાતવળેકર વેદમૂર્તિ એ કરે જગમાતાનો સત્કાર,
પારડી ગયા અમે અતિ ઉત્સાહે આનંદ અપરંપાર રે....
રંગાજી રે ...૨૦

ભૂખ્યો બાળક ઘરમાં બેઠો, કહી ખોળે બાંધી લીધો,
પાણીની મને તરસ લાગી છે, પાણી મને કોઈ દેજો;
ચાલવાનો એ થાક ઉતારતી બેઠી, મુકયો સામે લોટો,
પાણી લાવી આપવા જાય ત્યારે, બાઈ નહિ ને લોટો રે....
રંગાજી રે....૨૫

વલસાડનું એ સ્વાગત એવું કે, જાણે બાદશાહી કહેવાતું,
એની તોલે કોઈ દેશનેતાનું, સ્વાગત ના સરખાવાતું;
પદયાત્રા વલસાડ છોડીને, આગળ વધતી જાતી,
વાગલધરાની સ્કૂલ મહીં પાલખી પધરાવાતી રે....
રંગાજી રે....૨૬

વ્યવસ્થાપકની તબિયત બગડી દુઃખાવો છાતીનો થાતો,
ચુપચાપ બધી સોંપણ કીધી 'ને નિશ્ચય જવાનો કીધો;
તે રાત્રીએ અવધૂતજી ત્યાં પોણાત્રણે પધારે,
પગે પગનો ઠેકો મારી, વ્યવસ્થાપકને જગાવે રે....
રંગાજી રે....૨૭

ધીરજ આપી, હિંમત આપી, છાતીએ ટપલો મારી,
સ્વપ્ન હશે કે સાચું હશે? નિજ શરીરે ચીમટા આપી;
પાલખીની વિરામ જગ્યાએ, જઈને આસન લીધું,
કહેવાનું તે કહી દીધું 'ને, જડવત બેઠો જોતો સામું રે....
રંગાજી રે....૨૮

"હવે પાછી નિત પત્ર ન લખશો, સાથે ચાલું હું તમારી,
"વિટંબણાતો હજી પડવાની, હિંમત કેમ જાઓ હારી;
"પરસ્પર દેવોનો આદેશ મારો યાત્રિકોને વંચાવો,
"હું આવ્યો તે વાત ના કરશો, 'ને કરશો તો ખોટા ઠરશો રે ...
રંગાજી રે.... ૨૯

"છાતીનો એ દુખાવો ન ખોટો, એ શરદીનો પરપોટો,
"ગભરાશો નહિ, અકળાશો નહિ, તમે નિમિત્ત હું હાથો,"
સાંત્વન આપી સ્હેજવારમાં, ગુરુદેવ પાછા જાતા,
"હવે પછી હું તલંગપોરમાં, કહીશ નવી કંઈ વાતો રે...."
રંગાજી રે....૩૦

એ આગમનની વાત કરી મેં, ખરું ખોટું જોવાને,
ત્યાં એમજ બન્યું કે મૂરખ બનાવે, સાચી વાત ના માને;
મુકામ ઉઠયો પદયાત્રાનો, સીધો મારગ લીધો,
વાગલધરાથી ગણદેવીનો સીધો મારગે પટ ટુંકો રે....
રંગાજી રે....૩૧

છગનલાલ શેઠ ગજીવાળાનો છેલ્લો શ્વાસ જ ચાલે,
ગમચંદ્રએ સ્વાગત કર્યું, પણ રાત્રી કેમ કરી જાશે;
તારી કૃપા છે, તું કરનારો, તું મારી સાથે ચાલે,
ચિંતા મારે શેની કરવી તું કરશે તેમજ થાશે રે....
રંગાજી રે....૩૨

૨૬-૩-૮૦

ચિંતામાંથી મુક્ત થયા ને મુકામ ગયો નવસારીએ,
નવસારીમાં નયનમનોહર, મિલન રમઝટ જામે;
આખે રસ્તે તોરણ-પતાકા, બેંડ-નગારાં વાગે,
રામજીભાઈ ને અન્ય નાગરિકો, સત્કાર સાચો સાધે રે....
રંગાજી રે....૩૩

પદયાત્રિકોની ઓળખ વિધિ 'ને પરગણું પોતાનું,
સાથે અવધૂત ચાલે જેથી સથવારો સાચો માનું;
ભોજન વિધિ, આરામ લઈને, માસ્તર કુંતે મંડળી જામી,
શુક્લ મોતીરામ સંગીત રસિયા, પછી હોય શેમાં ખામી રે....
રંગાજી રે....૩૪

પદયાત્રાના પ્રવેશ પત્ર લઈ, કંઈક યાત્રિકો આવે,
પારસી-મુસલમાન દર્શન કરીને, માને હાર ચઢાવે;
રુકમા નિમિત્તે બ્રાહ્મણો દ્વારા, પાઠ કરે ચંડી માતાના,
ભાનુભાઈ પદયાત્રા સાથે વેદપારાયણ ન ચૂકવાના રે....
રંગાજી રે....૩૫

નવસારીથી તલંગપોર એ પુરાતની છે ગામ,
દત્તના એ પરમ ઉપાસક, ગાંડાનું છે જન્મ સ્થાન;
ત્યાંના સંગઠનનો પાર નહિ 'ને યોગાનંદની વાગે હાક,
યોગાનંદ તે ગાંડા મહારાજ, ત્યાં લોકો કરે સત્કાર રે....
રંગાજી રે ૩૬

ચીતુભાઈ છે હોમ ઈન્સપેકટર, સંદેશા સાથે લાવ્યા,
'સુરત ખાતે બે દિન કાઢજો' બાપજીએ સંદેશ કહાવ્યા;
પરોણાગત મારી સ્વીકારજો, તમારી સાથે મારે ઘેર,
વડોલીની વ્યવસ્થા ના'તી, સમજાવ્યા સારી પેર રે....
રંગાજી રે....૩૭

આખણ, મિસરી, ઝાલર ખાઈ, રિઝ્યો જગમાનો પરિવાર,
તલંગપોરના ઘરે ઘરમાં, રોટલા કરતી ઘરની નાર;
રાત્રીના ગુરુદેવ આવશે તેનો હરખ અતિશે મનની માંય,
જાગતા રહ્યો રાત્રિને વિષે, આંખ પલકારે ના ખાય રે....
રંગાજી રે....૩૮

વાગલધરાનું સૂચન હતું કે તલંગપોરમાં મળવાનું,
મધ્યરાત્રિએ શ્વેત વસ્ત્રમાં મિલન ના ભૂલાવાનું;
આરામ ખુરશી પર લેટી રહ્યો 'તો દેખાયો, દૂરથી પ્રકાશ,
સ્કૂટર કે મોટરની બત્તી, સમજીને છોડયો શ્વાસ રે....
રંગાજી રે....૩૯

નજીક આવતા સ્વરૂપમાં, ફેરવાયું લાઈટનું તેજ,
'જાગો છો !' એટલા જ શબ્દમાં, ઈશારે વાનો કરતા સ્હેજ,
ગભરાટ વધ્યો અંતરનો ને આપું શી રીતે જવાબ,
ઉત્તર માંગ્યો કંઈ જ નહિ ને લઈ ગયા મંડપ બહાર રે....
રંગાજી રે....૪૦

'બિમારી કોને આવી છે ! ચિંતા ના કરશો લગાર',
એક ચેતવણી મોટી આપી કે પડી પેટમાં મોટી ફાળ;
"તારી સાથે છાયા ચાલશે, અહીંથી ઠેઠ સુધી જાણ,
"સફેદ 'ને કાળો પડછાયો, હું અને કાળો તે કાળ રે...."
રંગાજી રે....૪૧

"ચિંતા ના કરશો ધસતા આવો, ખેંચુ નારેશ્વરથી જાણ,
"કાળ કાળનું કામ જ કરશે, તેમાં હું નથી અણજાણ;
"તારી સાથે હું ચાલું છું, ચિંતા ના ધરશો મનમાં લેશ,
"સડસડાટ આવો નારેશ્વરમાં આગામી દિન થાશે ભેટ રે...."
રંગાજી રે....૪૨

આ હકીકતની વાત ન કરી, પણ ગુપ્ત ચર્ચા ઘણી કીધી,
પદયાત્રાને સૂરત જવાની લાગી તાલાવેલી;
સૂરત તો સોનાની મૂરત જેની કવિ નર્મદે ગાથા ગાઈ,
સૂરતમાં કોઈ ઘર ન એવુ કે જ્યાં અવધૂતજીની છબી ન હોય રે. .
રંગાજી રે....૪૩

સગરામપુરા, છાપગર શેરીએ, યાત્રિકો પર પાડી છાપ,
રસ્તામાં આદર્શ કેમિકલ સ્વાગત કરે મંડપ કરી અમાપ;
સીતારામભાઈ પદયાત્રામાં નવસારીથી સૂરત ઠેઠ,
સૂરતમાં મંગલ કલશો ને પીતાંબર પહેરી ભક્તો કરે સત્કાર .રે .
રંગાજી રે....૪૪

સૂરતમાં વીશહજાર જેટલાં, માણસોનો મહેરામણ,
અડધે રસ્તે ઢોલ–નગારાં વધાવે પુષ્પ ને ચોખાના કણ;
સૂરતમાં ફીકુભાઈ જોશી એ વ્યવસ્થાપકના મોટાભાઈ,
તેમને દ્વારે રુકમામા આવે, ઘરના બધાં હરખાય રે....
રંગાજી રે....૪૫

રાત્રિએ તો દોસ્ત મહમ્મદ 'ને કરીમાન ત્યાં આવ્યાં,
ભજનો તણી મઝા આવીને, અન્નદાન ત્યાં કરાવ્યાં;
યાત્રિકોનું સીધું સામાન ને, ઘટતો બીજો ઉમેર્યો ભાર,
એ બધું ત્યાં વહેંચી દીધું, ઓછો કીધો ભાર રે....
રંગાજી રે....૪૬

બીજે દિવસે વહેલી સવારે યાત્રા આગળ વધતી,
રણજીતભાઈના ઘર આગળથી ઓલપાડ મુકામે જતી;
દશ મિનિટમાં થઈ ઉતાવળ, પુણ્ય દેવાનું રહેલું,
નારેશ્વર જઈ સવાલક્ષ ગાયત્રીનું પુણ્ય તો દીધું રે....
રંગાજી રે....૪૭

દિનમણિશંકર જેના દિલમાં ન કંકર, ઓલપાડના એ યજમાન,
ઉત્સાહનો તો પાર ન એનો વર્ણવતા થાય એનું અપમાન;
તેના મુકામે યાત્રિકોના સ્વભાવમાં ગરમી આવી,
એના પરચામાં તો પાલખી નજીક અગની લાગી રે....
૧૩-૩-૪૦ રંગાજી રે....૪૮

ઓલપાડથી પદયાત્રાની સઘળી લીધી જવાબદારી,
વ્યવસ્થાપકની કામગીરીની મુંઝવણની મુક્તિ થાતી;
શાસ્ત્રીજીનો કોપ વધ્યો 'ને યાત્રાથી છુટવા વિચાર્યું,
એ છોડીને નારેશ્વર જઈ બાપજીને બધું કહેવું રે....
રંગાજી રે....૪૯

વ્યવસ્થાપકની કુનેહ બુદ્ધિથી, આટોપાયું શાંતિથી,
બીજા દિવસે પદયાત્રાનો, મુકામ આગળ જતો;
આંધી, મહમ્મદપુરા, ગોલા થઇને, યાત્રા આગળ ધસતી,
વડોલી વાંકે ભાદોલ ગામે, આનંદાશ્રમે મુકામ રે....
રંગાજી રે....૫૦

ચીનુભાઈ છે ભક્ત અદના, મિત્ર પરિવાર તેનો મોટો,
એક તો તેમાં પોલિસ ખાતું, શિસ્તનો ના જડે જોટો;
પદયાત્રિકોના શિસ્ત સંબંધી, અભ્યાસ કીધો ભારી,
પંક્તિના સહભોજન તણી, બતાવી સાચી ખામી રે....
રંગાજી રે....૫૧

નાનું સરખું ગામ ભાદોલ 'ને આનંદાશ્રમ સંતનો ખાસ,
બહેચર નામે સંત થયા, તે હતા ગુરુ શક્તિના દાસ;
એ સમયે ત્યાં બંને "૧ભ"ની રમઝટ અનેરી જામી,
કોસંબાથી પંડિત દીનાનાથની, હાજરી ના ભુલાવાની રે....
રંગાજી રે....૫૨

૧ ભજન અને ભોજન

રતિલાલ પદયાત્રિક સાથે, સૂરતના એ વેપારી,
યાત્રામાં મુંબઈથી આવે, ઠેઠ સુધીના સહયાત્રી;
હરિકીર્તનની શૈલી સારી, ગુપ્ત રતન ઓળખાયું,
રાત્રિના ભાદોલ મુકામે, તેણે આખ્યાન કીધું દેશળજીનું રે....
રંગાજી રે....૫૩

સહભોજનની રીત બતાવી, પ્રથા તેની તો બદલાવી,
વહેલી સવારે મુકામ છોડીને યાત્રા હાંસોટ જતી;
એ ગામ મોટું કરવા જેવું ઉત્સાહનો કંઈ પાર નહીં,
શીતળ ચંદન ભાલે કરીને, યાત્રિકોની પૂજા કીધી રે....
રંગાજી રે....૫૪

વિઠ્ઠલને મળવા હાંસોટ વ્યાકુળતા વધવા લાગી,
ગિરનારની છે જૂની ઓળખ, ષષ્ઠીપૂર્તિની યાદ જાગી,
એ ઉત્સવમાં બેંકિંગ ખાતું, જોવા જેવું એનુ કામ,
બેન્ડની સુરાવલી સાથે, રૂકમામાનો જય જય કાર રે....
રંગાજી રે....૫૫

મુકામ કીધો લાલવાડીમાં, મહીડાભાઈ બોલ્યા બે બોલ,
પ્રત્યુત્તરમાં વ્યવસ્થાપક, સમારંભને ગણ્યો અણમોલ;
સાયંકાળે ભજન ધુનની, પ્રથા . નહિ કદી લોપાતી,
કીર્તન કીધું ચૈલૈયાનું રતિલાલની વાણીથી રે....
રંગાજી રે....૫૬

હાંસોટ છોડી અંકલેશ્વરમાં, બ્રાહ્મ મુહૂર્તે જવા નીકળ્યાં,
રસ્તામાં સજોદ ગામે, યાત્રિકો ખુબ સત્કાર પામ્યાં;
હજારો ભક્તો સજોદ ગામે, માને ફૂલ ચઢાવે રે,
પ્રતિમા છે કે માતા પોતે, કંઈકને સંશય આવે રે....
રંગાજી રે....૫૭

યાત્રામાં કૃષ્ણશંકર આવે, પાલખી લઈને સત્કારે,
વાત્સલ્ય ભાવે માત રુકમાને, મોતી પુષ્પે વધાવે;
મોરાર વાડીમાં મુકામ હતો, નવિન ગોળવાળાને ત્યાં,
દેવેંદ્ર વિજયને ખબર મળતાં, આવ્યાં ભજન ગાવા રે....
રંગાજી રે....૫૮

અંકલેશ્વરનો આનંદ ન ખોટો, રંગ પરિવાર છે મોટો,
સાયંકાળે કીર્તન કીધું 'ને, કૃષ્ણશંકરનો થયો ભેટો;
દૃષ્ટાંત સાથે પ્રવચન કીધું, ભક્ત જડભરતજીનું,
પદયાત્રાનો અનુભવ બતાવ્યો, દર્શન કીધું અવધૂતજીનું રે....
રંગાજી રે....૫૯

निरपेक्षं मुनिं शांतं निर्वैरं समदर्शनम् ॥
अनुग्राजम्यहं पूज्ये निःसंगं निरहङ्कृतिम् ॥

ભાગવતની આ પંક્તિ બોલી, ગદ્‌ગદ કંઠની વાણીથી,
કરજોડીને સ્તુતિ કીધી માની ભવોભવની ભક્તિ માંગી રે....
રંગાજી રે....૬૦

અંકલેશ્વરથી લાંબો પલ્લો, ચાલવાનો અતિ ભાગે,
અંજનીસુત બજરંગ બલીનું, ગુમાનદેવ ત્યાં આવે;
મહંતજીનો સત્કાર એવો, કે જાવાનું થાયે ના મન,
પણ નારેશ્વરનું સૂચન હતું, કે ઝઘડીઆ કરજો પ્રસ્થાન રે....
રંગાજી રે....૬૧

એ પત્ર આવેલો વંચાવેલો, ગુરુલીલામૃત સપ્તાહ રે,
હાજર હતા તે સર્વે જાણે, ગેરહાજર તે શું જાણે રે;
પુનઃ વંચાવ્યો પત્ર જ્યારે, ત્યારે સાચું સર્વે માને રે,
ખરે બપોરે ધગતી ધરાએ, ઝઘડીઆ કરે મુકામ રે....
રંગાજી રે....૬૨

ઠાકોર સાહેબ એ પરગણાના, ખ્યાતનામ વ્યક્તિ છે જાણ,
રાત્રિના વિજળી બત્તીએ, અંધારે કીધાં હેરાન;
રસ્તાની નદીઓ તણાં પાણીનું ઝારણ કીધું,
બાટલીમાંથી લોટીમાં લઈ તે પર લેબલ દીધું રે....
રંગાજી રે....૬૩

રાજપારડીના પાદરે આવ્યાં, ગામલોક લેવાને આવે,
રુકમામા આજ દ્વારે આવે, આનંદનો કંઈ પાર નહીં;
છગનભાઈ છે રંગ ભક્ત તે, રુકમામાને સત્કારે,
રુકમામાના દર્શન કરી, આંસુથી નવરાવે રે....
૧૯-૩-૮૦ રંગાજી રે....૬૪

આકર્ષણ મોટું થયું ને, પ્રસાદ શીરાનો કીધો,
માસ્તર સુમનભાઈએ, યાત્રાનો મોકો ત્યાંથી લીધો રે;
વ્યવસ્થાપકની કામગીરીનો, હળવો કીધો થોડો ભાર,
અછાલિયા જવાને નીકળ્યાં, યાત્રિકો વહેલી સવાર રે....
રંગાજી રે....૬૫

વચ્ચે આવ્યું ઉમરલા, ત્યાં સત્કાર અનેરો થાય રે,
કપાસનું જીન મોટું છે, ત્યાં આનંદ ઘણો રેલાય રે;
નારાયણની પુણ્ય તિથિ છે, તે બાપજીના નાના ભાઈ,
રુકમા આવતી હસતી રમતી, ગ્રામજનો હરખાય રે....
રંગાજી રે....૬૬

ઊંચ-નીચ આબાલવૃદ્ધ ત્યાં કરે જગમાતાનો સત્કાર;
નાનો સરખો સત્કાર સમારંભ, કરે ત્યાંનો રંગ પરિવાર;
જમાનો આવ્યો એટમનો, ચંદ્રલોકમાં માનવી જાય,
એ યુગમાં આ કષ્ટ યાત્રાનું, પગપાળે કેવી રીતે થાય રે....?
રંગાજી રે....૬૭

દેહોત્ક્રમણ થયું માજીનું 'ને પહેલા માસની પુણ્યતિથિ,
મુંબઈના એ ભક્તજનોએ ધુન કરવાની તક લીધી;
તે પ્રણાલિકા જાળવી ઉમરલે ચીલો રાખ્યો ચાલુ રે,
અવધૂતની જમાતમાં આ ગામનું નામ છે સાચું રે....
રંગાજી રે....૬૮

માતૃસેવા ને ગુરુ-ભક્તિનું, દૃષ્ટાંત લેવાં જેવું
મહાકષ્ટે માજીને લાવ્યાં, તેમાં સદ્‌ભાગ્ય અમારું જોયું
પાલખી સ્થાપી જીનમાં ત્યારે વ્યવસ્થાપક કંઈ બોલ્યા,
'તમારી ભક્તિનું ખેંચાણ અમોને, લાંબી મજલ અમે ચાલ્યા રે..
રંગાજી રે ...૬૯

ફ્રુટ-સેલેડ 'ને લીંબુ-સરબત, ચાહ, કોફી, દૂધ, લીધું ત્યાં,
ત્યાંથી યાત્રા આગળ ચાલીને, પગદંડીએ અછાલિયે જ્યાં,
અછાલિયામાં રાવ મુકામે, બેઠક રંગની કહેવાતી,
પૂજ્ય શ્રીના ગુપ્ત કાર્યકર, કિશોરભાઈની ઓળખ થાતી રે....
રંગાજી રે....૭૦

એક સમયે કિશોરભાઈને, બાપજીએ કસોટીએ લીધા રે,
રાતો રાત પનાઈ મંગાવી, નારેશ્વર પહોંચાડી દીધા રે;
વિદેશ પ્રવાસ પૂરો કરીને, અછાલિયામાં કીધો વાસ,
નારેશ્વરે સ્વાગત તૈયારી, ધજા, તોરણ ને પતાકા ખાસ રે....
રંગાજી રે....૭૧

"મારે ઘરે મારે જાવું ત્યારે, મારું સ્વાગત શેનું રે,"
કિશોરભાઈનો સહારો લીધો, રાતો રાત વિચાર્યું રે;
નારેશ્વરમાં ખબર ન કોઈને, કીધો પ્રવેશ મધરાતે રે,
જોયું સવારે વહેલા ઉઠી તો શાંતિનિકુંજમાં પધાર્યા રંગ રે....
રંગાજી રે....૭૨

બાપજીના એ ગુપ્તચરનું, કામ અનોખા ઢંગનું કહેવાય,
એના મુકામે પાલખી આવે ત્યારે કામ એ રંગનું કહેવાય;
આનંદ ખુબજ આવ્યો ને ત્યાં, કીધાં ધુન ભજન કીર્તન,
સુમનભાઈ માસ્તર સાથે ચાલે, ગુરુઆજ્ઞાથી, થઈ પ્રસન્ન રે....
રંગાજી રે .. ૭૩

કાર્યક્રમ અનેરો આટોપીને, છેલ્લા આવ્યાં વેળુ ગામ,
રેવામાની વાલુ ઉપરથી, નામ હતું એ વેળુ ગામ;
કાલાન્તરે તે વાણી બદલાણી, અંતે થયું એ વેળુ ગામ ગામ,
રેવા રેતનો પાર નહિ ને, બે ફળિયાનું વેળુ ગામ રે....
રંગાજી રે....૭૪

જેમ નારેશ્વર નજીક આવે, તેમ આવે પગમાં ખુબ જોર,
સામે કિનારે નારેશ્વર તેનો, સંભળાયે ત્યાં શોરબકોર;
પદયાત્રાનો છે સરવાળો લખવાની રહી છેલ્લી રકમ,
ગુરુમહારાજને મળવાની, ત્યાં ચાલી ખુબ દોડાદોડ રે....
રંગાજી રે....૭૫

તે ગામમાં એક સાક્ષર સાથી, હરિપ્રસાદનો મળીઓ સાથ,
પ્રેસ રિપોર્ટર આવ્યા ત્યાં તો, અમદાવાદથી મળવા ખાસ;
વ્યવસ્થાપકની લીધી મુલાકાત, યાત્રાનો ત્યાં લખીઓ લેખ,
મુંબઈના વિદાય સમારંભના માગ્યાં ફોટાઓ સાથે લેખ રે....
રંગાજી રે....૭૬

પદયાત્રામાં વકીલ, પ્રોફેસર, એન્જીનીઅર 'ને એકાઉન્ટન્ટ,
શિક્ષક, વિદ્યાર્થી, લેખક, કલ્પક, વેદ–વેદાંતી, આસિસ્ટન્ટ;
વ્યાપારી, ગરીબ, શ્રીમંત એવા કે જેને મોટર વગર ચાલે ના ક્ષણ,
એવાં યાત્રિકો પગે ચાલીને, ગુરુભક્તિનું કરે રક્ષણ રે....
રંગાજી રે....૭૭

રુક્મા માએ ના કરી મુસાફરી, મોટરમાં કે ગાડીમાં જાણ,
બે ત્રણ વખત ગયા યાત્રાએ, તે પણ ઘણું સમજાવી મન;
સુરપાણેશ્વર, ગરૂડેશ્વર 'ને, દ્વારકા જઇ થયા પ્રસન્ન,
એ વિચારથી એની પ્રતિમાને, પાલખીમાં લઈ જવું ધાર્યું મન રે...
રંગાજી રે....૭૮

ધીરે સમીરે રેવા તીરે, ગુર્જર ધરાએ મૂર્તિમંત ખરો,
દત્ત અને માતૃભક્તિ મહિમા, ઠેર ઠેર જગાવ્યો પૂરો;
મહારાષ્ટ્ર–ગુજરાત એક બન્યું ને સંદેશ એવો લાવ્યાં અમો,
રંગના 'આદેશ' સાથે અમોએ, 'પરસ્પર દેવોનો' કોલ દીધો રે...
રંગાજી રે....૭૯

આગામી દિને ભેટ કરવાનો, કોલ દીધો તો ગામ તલંગપુરે,
મોદીજીને મોકલ્યા ગુરુજીએ, વેણુ ગામે મળવાને;
ગદ્ગદ્ કંઠે મળ્યા મોદીજી, ક્ષેમ કુશળના પુછના એ,
રસ્તાની કંઈ વિટમ્બણાના પુછના સમાચાર અતિ પ્રેમે રે....
રંગાજી રે....૮૦
૧૯-૩-૮૦

તે સમયે કંઈ યાદ ન આવે, એવો હર્ષનો ઉન્માદ જો,
એ સ્થિતિની કલ્પના સોંપું તમને, સમજવાનું સમજી જજો;
આદેશ દીધો ગુરુદેવનો કે, ચાલો તમને બોલાવે છે,
આવતી કાલે શું કરવું તેનો વિચાર વિનિમય કરવાને....
રંગાજી રે....૮૧

શાંતિ નિકુંજમાં શાંતિના ફરિસ્તા, તાજ વગરના મહારાજા,
નાવડીમાં બેસી ગયા સંઘવી, છોટુભાઈને મોદીજી સાથે મળવા,
જ્યારે નેણ મળ્યા બાપુજીની સાથે, કાંઈ બોલાયે ના, સમજાયે,
કોઈ નહિ ત્યાં ત્રીજું માનવ કે તેની સાક્ષીમાં ભગવાન રે....
રંગાજી રે....૮૨

સહસા ઉઠયા સત્કાર કરવાને, નમસ્કાર દંડવત્ કીધા સંઘવી એ,
હાથ ઝાલી ઉઠાડયા બાપજીએ પીઠ થાબડી હરખાતા એ;
મીઠા પ્રેમના શબ્દ બોલીને, કરમાં કર લઈ બેસાડે,
આ પ્રસંગ લખવાને માટે, કલમ મારી મુંઝાય રે....
રંગાજી રે....૮૩

નેણમાં સરવરિયાં વરસે, જલબિંદુ ના સુકાયે રે,
બોલવા જાય પણ બોલ ન નીકળે, અંદર હરખ ન માંય રે;
'કેમ થયું!' તે જાણું હું બધું, કહેવાનું કે પુછવાનું નથી,
"આનંદ યાત્રા લઈને તમે આવી પહોંચ્યા ખુબ મથી...."
રંગાજી રે....૮૪

"કોઈ કોઇનું શરીર ન લથડયું, એયું સદ્દભાગ્યમેં તમારૂં રે,
"વારંવાર મને પુછી પુછીને તમે કામ કીધું બધું સીધું રે;"
આટલાં જ શબ્દો બોલ્યા ઘણીવાર, આનંદની રેખા પડતી,
મુખડું પુલકિત થાતું તે, જોતો વાણી મુખથી ના નીકળી રે....
રંગાજી રે....૮૫

"સત્કાર થયો બધે ગામે ગામે, તમારો મારે શું કરવો સત્કાર,
"જ્યાં જ્યાં જતા ત્યાંથી પત્ર મળતા, જેથી જાણું બધીયે વાત;
"તમારી સાથે પદયાત્રામાં, ચાલું હું તો ગામે ગામ,
"ચાલવાનું કામ રહેલું ઘણું, વ્યવસ્થા છે, કપરૂં કામ રે...."
રંગાજી રે....૮૬

"પ્રથમ યોજના અનુલક્ષીને, પૈસા લેતે જો યાત્રિકો પાસ;
"તો કામ વધુ કપરૂં બનતે ને, યાત્રામાં ભંગ પડતે ખાસ;
"ભગવાન સદા કલ્યાણ કરે તેનું, જેણે એ નાણું દીધું,
"વારંવાર મને પુછી પુછીને, તમે કામ કીધું બધું સીધું રે...."
રંગાજી રે .. ૮૭

થોડી ક્ષણો ત્યાં વાત ન થાયે, પછી વાતોમાં આવ્યો રસ.
કોઈને કંઈ પણ વિઘ્ન ન આવ્યું, આવ્યા લેતા લેતા યશ;
હિન્ડીઆ વકીલના માતાજીનું ભરૂચમાં થયું અવસાન,
એ સમાચાર મળ્યા દહાણુમાં, હિન્ડીઆ કરી ગયા પ્રસ્થાન રે..
રંગાજી રે....૮૮



મોક્ષયાત્રી શ્રી લીલાધરનો સત્કાર, સુરત.

દોસ્ત મહમ્મદ અવધૂતી દોસ્તો સાથે, સુરત

હિન્ડીઆ વકીલ છે ભરુચના વતની, હોંશિલા યાત્રિક કહેવાય;
મુંબઈથી ઠેઠ નારેશ્વરના શિસ્તબદ્ધ યાત્રિક મનાય;
દહાણુથી સૂરત સુધીની, યાત્રા પડતી મુકવી પડી,
છ માસ પછી તે અધુરી યાત્રા, પગે ચાલી પૂરી કીધી રે....
રંગાજી રે....૮૯

પડછાયા બે સાથે ચાલે, તેની વખત જોઈને કાઢી વાત,
નહીં જેવું સમર્થન કીધું, "હતો કોડિલો કાળ કજાત;
"થવાનું હશે તે થાશે એમાં, કર્તા હર્તા છે શ્રી હરિ,"
ભાવ બદલાયો મુખડા પરથી, અટકયા કરતા વાત જરી રે....
રંગાજી રે... ૯૦

"યાત્રા આવે નારેશ્વરમાં, મારે શું કરવું ત્યારે?"
"મીઠું જમણ તમે જમ્યા નથી, તે જમાડવું હેતે મારે;
"અહોરાત્રની ધુન કેમ કરવી? કેવી રીતે? ને કયારે?
"તમારી યોજના અનુસરીને મારે કરવાનું શું કહેજો રે"....
રંગાજી રે... ૯૧

"હું કહું તે વાત ન કરશો, તમે કહેશો તેમ કરશું અમે,
"છતાં કહું છે સેજ કલ્પના, કરવું હોય તે કરજો તમે;
"નદી બંધનનું પાપ કહ્યું છે, શાસ્રો એ ખુબ પૂકારીને,
"માજી એવી રીતે આવ્યા, અનેક નદી ઓળંગી ને."
રંગાજી રે....૯૨

"તે તે નદીઓના પાણી લાવ્યા, સ્નાન માજીએ કરવાનું,
"અશકય વાત એ શકય ન બનશે, તમને સ્નાન કરાવીશું;
"એ અભિલાષા અંતરની છે, બીજી નથી કંઈ ઉર આશા,
"હમણાં મળવા આવ્યો ત્યારે, યાત્રિકાનું બીજું થયું ફરમાન રે..'
રંગાજી રે... ૯૩

"એ આશા છે એવી ભગવન, તમારી સાથે પાલખી લેવા તણી,
"જ્યારે લેશો આપ પાલખી, ત્યારે યાત્રિકાએ ઈચ્છા દર્શાવી;"
"પાલખી હું લેનાર નથી, જો યાત્રિકાએ ઈચ્છા દર્શાવી હોય,
"સ્નાન કરાવવાની ઈચ્છા પૂરી થાશે, કહો બીજું કંઈ હોય રે..."
રંગાજી રે....૯૪

"માજી એ ભક્તોની જનની, મારી નથી કે તમારી હોય,
"યાત્રિકાએ પાલખી ના દીધી લેવા, મેનાં બધે ફરમાવી હોય;
"સંદેશાઓ કંઈ કંઈ આવે, હઠાગ્રહો 'ને દુરાગ્રહના,
"ખબર મને બધી જ પડી છે, પણ કહેવાનું કહેવાય ના...."
રંગાજી રે....૯૫

"તમે આદેશ કહેતા યાત્રિકાને, તે નિશ્ચિત મુજ આદેશ હતો,"
ઘણું સમજાવ્યું વિનંતિ કરીને ત્યારે પાલખીનો વિચાર કીધો;
"ચાર પાંચ ડગલાં લઈશ પાલખી, યાત્રિકા તે સમે ન લેય,
સિવાય યાત્રિકા, બીજા બધાએ, લેવી હોય તે લેય રે...."
રંગાજી રે....૯૬

પદયાત્રા આવી નારેશ્વરે, કહેવાયના મુખથી કથી
બાપજી સામે લેવા આવે, ઉલ્હાસનો કંઈ પાર નથી;
ડોકટર ભોંસલે અલ્ફી પહેરી, વાણી, વખારીઆ, મોદીજી,
કેમેરાઓની સ્વીચ દબાતી, પાલખી લીધી ડગલાં ચાર રે....
રંગાજી રે... ૯૭

ધુન શરુ કીધી અવધૂતે, ને બીજે દિને પૂરી કીધી,
એકાદશી એ સ્નાન વિધિ ને, યાત્રિકોની ઓળખવિધિ;
પાદુકા પૂજન કીધું પૂરું, વખારીઆ યાત્રાના યજમાન,
તે પછી ભોજન ભંડારો, બેજ લઈ ને કીધું વિસર્જન્ન રે....
રંગાજી રે....૯૮

એક યાત્રિક છે નામ લીલાધર, કાયમના જ છૂટા પડતા,
કાળ કાળનું કામ કરી ગયો, મહા પંથના યાત્રિક બન્યા;
તે દિવસે અવધૂતજીનો કોપ વધ્યો કોઈ જાય ના પાસ,
એ કોપ ના હતો બાળકો પર, કાળ ઉપરનો કોપ હતો,
રંગાજી રે... ૯૯

ગાય, ગવાડે સાંભળે, યાત્રા વર્ણન જેહ,
પરિક્રમા જગની થશે, ગુરુકૃપા પામે તેહ.
રંગાજી રે....૧૦૦



[ એક સમયે પૂ. શ્રી સાથે પ્રવાસમાં હતો, ત્યારે એમને મે પૂછયું કે, "બાપજી આ આપનું પેટ વધતું જાય છે, એનુ શું ? એને

માટે કઈ પણ ઉપાય નથી ? કે એ વધતું અટકી શકે !" ત્યારે પ્રત્યુત્તરમાં કહ્યું કે "એમાં તો સિદ્ધિ અને બુદ્ધિનો નાથ ગજાનન રહે છે. એટલે એને ઓછું કરી શકાય નહી" વળી એક દિવસ એવુ બન્યું કે, બાપજીના દર્શનાર્થે નારેશ્વર ગયો ત્યારે એક પરિચારક ભાઈ હતાં, "એમણે મને અટકાવ્યો' ને કહ્યુ કે, "દર્શન થશે નહિ. અને કરવા જ હોય તો પૂજ્યશ્રીને કઈ પૂછશો નહીં', કે વાત કરવા દેશો નહીં', એમની પ્રકૃતિ ઘણી અસ્વસ્થ છે." મેં કહ્યુ કે, "આપ કહેશો તેમજ કરીશ." અંદર ગયો તો પૂજ્યશ્રીએ બેસાડ્યો વાતો ખુબંજ કરવા લાગ્યા. મે થોડી થોડી વારે ઉઠવાના પ્રયત્ન કર્યા પણ વાતની લીક તુટે તો ઉઠું ને ? પછી કહેવું પડ્યું કે, બાપજી આપને વધુ વાત ન કરવા દેવાની શરતે હું અંદર આવ્યો છું, કારણ આપને વાત કરતાં પરિશ્રમ ખુબ લાગે" ત્યારે એમણે કહ્યુ કે, "હું વાતો કરતો થાકતો જ નથી પણ વાતો સાંભળતો થાકું છું. એ પ્રસંગને અનુલક્ષીને આ ગીત બન્યું છે. ]

## કેવો હશે ?

( રાગ – કોઈ કહેશો ? પ્રભુજી કેવાં હશે ? )

કોઈ કહેશો, અવધુતજી કેવાં હશે ?
શુ કરતા હશે ? કયાં ફરતા હશે ?...
કહેશો, અવધુતજી કેવાં હશે ?.... ટેક

એની આંખે તે કાળા ચશમા હશે,
અષ્ટસિદ્ધિઓ એની વશમાં હશે,
કાંધે જનોઈ ગલે માલા હશે... કહેશો....

એના માથે વિખરાયેલાં વાળ હશે,
મહાકાળના પણ એ કાળ હશે;
એની દાઢીમાં ભક્તોના દર્દો હશે....કહેશો....
એની આંખોમાં કરુણાની દૃષ્ટિ હશે,
એના અંતરમાં અવધૂતી મસ્તી હશે;
ભક્તોની ભાવના દિલે વસી હશે....કહેશો....
એના પેટમાં સિદ્ધિ—વિનાયક હશે,
રગેરગમાં રુકમાનું ગૌરવ હશે;
નસે નસે ગુરુભક્તિનું શોણિત વહે....કહેશો....
એના જેવો ના જગમાં કો મર્દ હશે,
જેમાં સત્ય, દયા, તપ નિત્ય વસે;
વાતો કરતાં કદી ના થાકે જરા,
બિચારાની વાતોથી એ થાકી જશે....કહેશો....
૫-૩-૮૦

[ આ ગીત લખતાં લખતાં પેનમાં શાહી ખૂટી. શાહી ભલે ખૂટી અને કલમ ભલે થાકી, પરતુ હું ગાતાં કે લખતા થાકીશ નહીં. જ્યારે જ્યારે ગીતો લખાય છે ત્યારે ખાવું-પીવું યાદ આવતું નથી. કદાચ શનિની પનોતી પણ હોય! એમ માની વિરહની વેદનાને ભુલવી જ રહી. ]

## કલમ કહ્યું નથી કરતી!

( રાગ : રંગાજીના નામમાં અને પદયાત્રાના કામમાં )

ખાધું ઘણું મેં, ખાતાં ન ધરાયો, મને પ્રેમ નથી ભોજનમાં રે...
પ્રેમ નથી ભોજનમાં મારા રંગા! (૨)

થાળી તરછોડી હું ભાગ્યો રે,.... ...ટેક (૧)
ખાવા પીવાનો મોહ છોડી રંગા ! (૨)
જીવવું રહ્યું વાગોળવામાં રે,....
નીંબ તરુની છાંયા છોડી રંગા ! (૨)
ખજુરીના છાંયડે મોહ્યો રે....પ્રેમ નથી ભોજનમાં૦(૨)

ભાવ હમારો ભુલી ગયો રંગા ! (૨)
એલે તું ગંગાની ગોદમાં રે,....
ગોત્યો મેં રેવા તીરે સમીરે; (૨)
થાકી થાકી હું તો રોયો રે....પ્રેમ નથી ભોજનમાં૦(૩)

આશ હતી મારી ઉજળી પાંડુરંગા ! (૨)
નડી શનિની પનોતી રે,....
એવા જનમના સંગાથીને રંગા ! (૨)
કાળનો કોપ કેવો ઉતર્યો રે....પ્રેમ નથી ભોજનમાં૦(૪)

વિરહના ગીતો લખી લખી રંગા ! (૨)
કલમ કહ્યું નથી કરતી રે,....
કલમ ભલેને ,લખી લખી થાકે, (૨)
બિચારો ગાતાં નહિ થાકે રે....પ્રેમ નથી ભોજનમાં૦(૫)

## શ્રી રંગ જીવન બાવની

પાપના પુંજને નાશ કરવા મિષે
અવનિમાં એક ઋષિરાજ આવ્યો,
ઉતરે દેવળે, રત્નાગિરિ ગહ્વરે
ભટ્ટ જયરામં દશગ્રંથી કહાવ્યો,
દેવસેવા તણું પુણ્ય તપતું હતું,
સ્વભાવે શાંત, સદાચાર સારાં,
ચાર પુત્રો હતાં, ચાર વેદો સમા
ગુર્જરે ગોધરે વિઠ્ઠલ આવ્યાં....૧
સૌથી નાનો હતો વિઠ્ઠલ પૂજારી એ
પત્નિ કાશી હતાં કાશી જેવાં,
પુણ્ય બન્ને તણા, મૂર્ત સ્વરૂપે ખડા,
અવતરે નિર્દંભી એ રંગ જેવા,
કારતક માસની, અષ્ટમી ગોપની,
'ને હતો સોમ પ્રદોષ કાળ,
સળગ્યું ત્યાં ગોધરા, આગથી જળહળે,
હોલવે મા રમા ગર્ભ સાથ. ૨
ઉચ્ચાટ મોટા થયો, શાંત અગ્નિ થયો,
તે સમે અવધૂતે જનમ લીધો,

ન્હોતી ખબર ત્યાહરે કે ટાળશે તાપને,
દીન દુઃખીઓ તણો ઉદ્ધાર કરશે,
તે વખતના માનવી હોય એ આ સમે,
ભાગ્યશાળી થતે રંગ દેખ્યે,
વિઠ્ઠલ પૂજા ફળી, ભક્તિ સાકાર ખડી,
પાંડુરંગ નામથી નાશ નોતરે....૩

તત્ત્વજ્ઞાની હતો તેજિલો તારલો,
વાત કરે મોટી એ નાને મોઢે,
"મૃત્યુ શું રે હશે ! કેમ મરતાં બધાં ?
"મૃત્યુ પછી દેહનું થાતું શું રે !
"શું મરવું બધાને પડે ? બાળતા દેહને,
"દાઝતું ના હશે ? કામ ખોટું,"
પ્રશ્ન પુછે બધાં આકરાં અટપટાં,
આપતા ઉત્તરો આવડે તેવાં,
ગુરુ ચાવી મળી રામના નામની,
વિઠ્ઠલે રંગમાં રંગ રેડ્યાં .. ૪

જન્મ ને મરણ તણી ઘટમાળ તૂટે નહીં,
જન્મ્યું તે આખરે છે જવાનું,
માનવી એકલો જનમતો છે નહીં,
જન્મ સાથે મહાકાળ તેનો,



નર્મદા તટે અધીરા દર્શનાર્થીઓ.



પૂર્વાવસ્થા મહીં જે હતો, તે હતો એ હતો આ જ
યોગાનન્દ સ્વામી.



પાપોમાંથી તું ઉગાર;
દુસ્તર આ સંસાર;
કામ ન આવે પામે જેથી
પાદુકા નામ નિર્ધાર

જગતના જીવને આહાર જોઈએ સદા,
ઈશ્વરી યોજના છે રૂપાળી,
માણસોનો આહાર કરનાર છે અટપટો,
તક, તક, નક, કરતી ઘડીઆળ ખાતી....૫

કમકમાટી કાળની કંપરી આવી તીહાં,
બાલ્ય વયમાં કસોટી એ લીધો,
પાંચની વય મહીં તાત ચાલી ગયો,
ઉછરતા બાળનો સહારો તુટયો,
શું કરું ! કલ્પના માત રુકમા તણી,
છે વળી બાળ નારણ નાનો,
વર્ષ પાંચ ને ત્રણમાં બાળુડાં નાનકા,
પ્રશ્ન પુછું, કહો સમય જાશે કેવો તેનો !....૬

તે સમે માતની ઊર્મિ ઉછળી પડી,
જનોઈ આપી બીજાં જનમ દીધાં,
દેવળે ગામમાં આ વિધિ આદરી,
'ને ગયા વાડીએ ઈષ્ટ નમવા,
તે સમે સ્વામિ મા'રાજ ત્યાં રાજતાં,
દૃષ્ટિ તે પર પડી, ઓળખ જૂની,
"બાળ આ મુજનો," દેખતાં વેંતમાં,
ખોળલો ખુંદવા લાગ્યો રંગો....૭

આત્મસમર્પણ કર્યું વાસુદેવાનંદને,
કર મુકી મસ્તકે, સ્વીકાર કીધો,
વિરહની વેદના ખુબ સંતાપતી,
પ્રભુદર્શન તણો મોહ જાગ્યો,
"નિંદ આવે નહીં, જાગશાત્રે નહીં,
"ઉઠે બેસે તૂટી તંગ મારી."
એ સ્થિતિ રંગની દત્તબાવે ખરી,
વિરહની વેદના ખુબ થાતી . ૮

અંતરની આરઝૂ સાંભળી શામળે,
"વાંચ પોથી," કહી આદેશ દીધો,
✓ સ્હેજ ઝાંખી થઈ, બે દિવ્ય સ્વરૂપની,
એક હતો દેવ એ હુક્કાવાળો;
ખબર અંતે પડી જે હતી તે હતી,
એ હતી સાંઈબાબાની મુર્તિ,
તે સમે ભક્તિના અંકુરો ફૂટતાં,
પોથી હતી એ ગુરુચરિત્ર ફરી ...૯

રંગ માતુલને કન્યા તણી સંતતિ,
ના હતાં પુત્ર સંતાન ઉજળાં,
દીકરા જનમતાં, પણ જીવતાં ના હતાં,
સાંઈબાબાએ તે પોથી દીધી,

ગુરુચરિત્રના પાઠ વાંચે થયું,
સાંઈ આશિષથી સંતાન ઉજળું,
સમય સમયનું કામ કરતો ગયો,
એક દિ' મામાએ રંગને પુસ્તક દીધું....૧૦

ભાણુજાના શબ્દમાં વિશ્વાસ બેઠો ખરો,
નિત્ય નિયમથી પાઠ કરતા,
અનેક પાઠો કર્યા નિયમ ના તોડતા,
તે થયા આજ બ્રહ્મર્ષિ જેવા,
એકપાઠી સદા તેજ વિદ્યા તણું,
વિવેક, વાણી ને વર્તનથી શોભે,
રંગના રંગમાં રંગ આવ્યો ખરો,
તે વળી આજ પાંડુરંગ નામે,....૧૧

સહપાઠી બધાં નિશાળિયાં બાળકો,
તે મહીં નાસિકા સ્થાન એનું,
ગિર્વાણ ગિરા તણું જ્ઞાન ગૌરવ વધુ,
નિડર નિર્દંભી ભણતર તેનું,
કોઈ દુનિયા તણી શક્તિ એવી નથી,
કે ભાગ્યને ફેરવી શકનારું,
દૈવ મોટું ખરું ! ગ્રહ ગુલામ છે,
મરણ લખાયું મિથ્યા ના થનારું....૧૨
૬-૭-૯૦

દલીલ દૃષ્ટાંતની સંઢિમાગી કરે,
સલાહ 'ને સૂચનો સોંસરા ઉતરે,
રાહ પોતા તણો નિરપેક્ષ સાગો ખરો,
નહિ તો એ વકીલ કે જજ થાતે,
થયા અવધૂત 'ને જગતસુહૃદ બન્યાં,
ખ્યાગ આત્મસ્વરૂપથી સૌને ભાળે,
આજના રંગના ડાઘ એકે નહિ,
ભણ્યા ખૂબ પણ લેશ અભિમાન ના'વે ૧૩

બાહ્ય આડંબરે મુક્ત પાકુ હતા,
ધોતિયુ પહેરતા ચાર છેડે,
તિલક કટ વાળનો શિખા થકી શોભતો,
ટોપી ચંપલને પહેરણ્ શોભે,
સાધક જીવન મહીં બાધક કો ના નડે,
જે થકી, ક્ષૌરને બધ કીધુ,
"દેહ એ હુ નથી," સૂત્ર સોંધું બન્યુ,
ટિખળી કો કરે, મસ્તીમાં એ મહાલે ૧૪

ધર્મના સાધને શરીર છે આ ખરૂં,
ને શરીર માટે ખોરાક સાથો,
ખોરાક માટે નથી શરીર ઈશ્ટે દીધુ,
અલ્પાહારી સદા હોય સતો,

યમ અને નિયમનું કડક પાલન કરે,
શાસ્ત્ર મર્યાદા કદી યે ન લોપી,
પવિત્રતા, ત્યાગને મુખ્ય ગણતાં સદા,
ડર નહીં કોઈનો, સત્યના પૂજારી....૧૫

અંગ્રેજી ભાષા તણો આદર એને ખરો,
એ બોલતાં તે સામે ધાણી ફૂટે,
બોલનારા બીજા પણ પોતે ના ડરે,
પાંચ ભાષા તણું જ્ઞાન ભારે,
માતૃભાષા દક્ષિણી, જન્મ ગુજરાતમાં,
ગુર્જરી બોલતાં જ્ઞાન સાથે,
અનેક ભાષા બીજી જ્ઞાન ઊંડું ખરે,
અધુરા ઘટને છલકવું ત્યાં ન ફાવે....૧૬

ત્યાગ એનો અરે! અવનવો છે કહ્યો,
સ્પર્શ જો થાય, ઉપવાસ કરતા,
મોહ–માયા તણો સ્પર્શ કદી નવ થતો,
કઠિન વ્રત અપરિગ્રહ કેરું,
દ્રવ્યથી નિર્લેપ એ બાલ્યકાળે સદા,
ગુરુ આજ્ઞા તણું માન સાચું;
માત તું, તાત તું, ભક્ત હું, ગુરુવરા,
આદ્ય તું, અંત તું, સર્વ કરતાં....૧૭

અને વાસના ધૂર્ત લાગે સદા,
તમ તણાં ત્યાગથી હું જ સાચું,
સુખ સંસારનું મિથ્યા કહી માનજો,
નિર્ભય થઈને તારા ગુણ ગાઉં;
સદ્‌ગુણ કૃપા થયે ઈશ દર્શન થતું,
સંત ચરણે સદા સુખ સાચું,
મન અને સ્વભાવને સંત સુધારતાં,
દ્રવ્ય ખરચે કદી સુખ ન મળતું....૧૮

ઉચ્ચ આદર્શ છે બાલ્યકાળે રાત,
મન, વચન ને કર્મથી બ્રહ્મચારી,
રાષ્ટ્ર સૈનિક થયાં ગુલામીને તોડવા,
ઉજળા ભાવિને ઠેસ મારી;
મન જીત્યા સર્વના બુદ્ધિ–ચાતુર્યથી,
લેખક વિવેચક બની પ્રસિદ્ધિ થાતી,
પ્રવચનકાર ને પત્રકારિત્વથી,
વળી લોક શિક્ષક બની શિક્ષા આપી....૧૯

આમ ને આમ એ સમય વિતતો ગયો,
સાધનાનો વેગ મજબૂત થાતો,
શક્તિના કારણે દેહ દુર્બળ હજો,
દેહના કારણે રખે સ્નેહ જાઓ,

ઐહિક પ્રલોભનો ધન-દોલત તણાં,
લોકૈષણા 'ને વળી શાસ્ત્રૈષણાનાં,
એ બધું આવતું, રંગ ગાંઠે નહીં,
મોહ જાગ્યો સદા દત્ત-દર્શન તણો... ૨૦

દેહમાં દેવ છે, તેજમાં તત્ત્વ છે,
શૂન્યમાં શબ્દ છે, તેને શોધે,
પ્રેમ લાગ્યો સદા દત્ત-દર્શન મહીં,
તે વિના જગત સદા શૂન્ય ભાસે,

જ્યાં દિશે પ્રેમ ત્યાં પરમ આનંદ છે,
અન્ય આનંદ ત્યાં કદી ન હોયે,
ચિંતા આવી પડી, બિમારી આવી ચડી,
દર્શન વિના દેહ આ ચાલ્યો જાશે ! ....૨૧

શ્વાસનો વિશ્વાસ ના કરવો કદી સાધકે,
આશ અધુરીએ શું મરવું પડશે ?
કાર્ય કરવુ ઘણું જરૂર છે દેહની,
નિસ્તેજ એ અંગનું તેજ ભાસે,

વ્યાધિની વેદના વિશ્વમાં નવ ટળે,
ગુરૂકૃપા હોય તો કાંઈ ના થાયે,
ચેતના આવતી, મૃત્યુ ભાગી ગયું,
મનથી પ્રાણેશ ને પાય લાગે.. ૨૨

ભાઈ નારાયણે ભણતર છોડયું હતું,
માતા અને ઘર તણો ભાર લીધો,
સંકલ્પ મનથી કીધો, ત્યાગ ઘરનો કીધો,
ગુરુકૃપા મેળવવા વિચાર કીધો,
મનની મુંઝવણ વધી ચિત્ત ચિંતા વધી,
માતની આજ્ઞા હવે કેમ લેવી,
ઘણું સમજાવ્યું ખરા દિલ થકી,
માતને વંદી ને વિદાય લીધી....૨૩

આશા મોટી હતી સંત–મહંતની,
હિમગિરિ પર જઈ વાસ કરવા,
વિચાર મનથી કીધો, શું કરું ગુરુવરા !
અધુરાં કાર્ય પૂરાં કેમ કરવાં !
સંત કૃપા કરે દિવ્ય દૃષ્ટિ મળે,
ભક્તિના સાધનો હોય કેવાં !
સેવા સ્મરણ એ સાધનો ભક્તિના,
પ્રેમથી જ નમે તે ઈશ્વરને ગમે...૨૪

સંત–મહંતમાં ઘણું ફર્યાં, તે છતાં,
"એ કામ મારું નથી," કહી પાછા કાઢે,
સાધક મુમુક્ષુ તણી પુણ્ય ભૂમિ ખરી,
ઉભય–તટ–પાવની નર્મદા કિનારે;

વિચાર વસમો કીધો સહારો તેનો લીધો,
નારેશ્વરે જઈ જરા વાસ કરવો,
ગણેશ સ્થાપિત હતું સ્થાન પિનાકીનું,
ભાવથી નમન કરી સ્તુતિ પાઠ કીધો....૨૫

ખાન ને પાન પણ ઝેર સમ લાગતાં,
વસ્ત્ર વિભૂષણો પ્રેત ભૂખા,
ઊંચી અડાળી ને મેડી સમશાનવત્,
શૂન્ય ખાવા દિસે ભૂપવેષા.

જીવન પ્રત્યક્ષ કીધું, શરીર સુકવી દીધું,
આહાર–ભોજન બધું છોડી દીધું,
વિષમ સમય મહીં પરમ આનંદ મળ્યું,
×થુવર અને થોરનું ભોજન લીધું....૨૬

જીવન–મરણની લેશ ચિંતા નહીં,
અધુરી રહી સાધના પુરી કરતાં,
દત્ત પુરાણના પાઠ કરવા હતા,
એકસો 'ને આઠ એકાંત રહેતાં;

અધુરો અભ્યાસ પ્રાણાયામનો છે સદા,
પૂરણ કરવા તણો નિશ્ચય કીધો,
નાની શી ઝુંપડી દાસકાકા એ કરી,
વિચાર રહેવાનો હતો કામ પુરતો....૨૭

અંતિમ સાધના પુરી કીધી, રહી
ઉદ્યાપન તણી, રહેજ વિચાર આવ્યો,
દેવે દૃષ્ટાંત દીધું, પરકમ્મા તણું,
એજ ઉદ્યાપન છે ખ્યાલ કીધો;
વિચાર આવ્યો તેવો નિશ્ચય મનનો કીધો,
ગુરુઆજ્ઞા તણો ખ્યાલ આવ્યો;
આ દ્વિધા ચાલતી ફરી આજ્ઞા થઈ,
'ગાંડા પાસે જા,' નો આદેશ મળતો....૨૮

ગુરુ આજ્ઞા તણું લક્ષ્ય લોપાય નહિ,
જવા નીકળ્યા દક્ષિણના પ્રવાસે,
ના મળે ઠામ ઠેકાણું ગાંડા તણું,
તે છતાં ભાર એ સોંપ્યો ઈશને;
પૂર્વાવસ્થા મહીં ગાંડો જે હતો, તે હતો,
એ હતો, આજ યોગાનંદ સ્વામી,
ગુરુ ભક્તિ મહીં ગાંડપણ ખુબ હતું,
તે હતાં હાલના ગુંજવાસી....૨૯

ગુરુ કૃપા થકી સર્વ સીધું ઉતર્યું,
ગુરુ ભાઈ ગાંડા તણી ભેટ થાતી,
પ્રેમથી સત્કારવા યોગીરાજ ઊભા થયા,
"આવો બ્રહ્મચારી રાહ જોઉં તમારી;"

સ્વરચિત ગ્રંથ મરાઠી ભાષા મહીં,
ગુરુ–મૂર્તિ–ચરિત્રગ્રંથ દીધો હરખે,
કામ કઠિન દીધું સંશોધન તણું,
છાપવાનું વળી બધું કોણ કરશે !....૩૦

ચિંતા મોટી હતી મુજ કામ કેમે થશે !
ગુરુકૃપા થકી ફિકર દૂર થાયે;
"મોકલું બ્રહ્મચારીને કામ કરશે બધું,"
સ્વામી મહારાજ મિલનનો યોગ સાધે;
કેવી કેટલી કવિત્વ શક્તિ રંગની,
મેધા તણો ખ્યાલ આવ્યો ગાંડાને;
ગ્રંથ પ્રકાશન તણું કામ છે અટપટુ,
સોંપ્યું એ રંગને આનંદ ચિત્તે...૩૧

દેવ આજ્ઞા થયે નિશ્ચય મનનો થયો,
કે પરિક્રમ્મા માતની પથ લીધો,
લઈશ પછી ગ્રથનું કાર્ય એ હાથમાં,
એમ કહી ગોરટકા મુકામ કીધો;
પછી ગયા શ્રીક્ષેત્ર, ૐકારે ક્ષેત્રે,
પરિક્રમ્મા તણા શ્રીગણેશ માંડી;
ગોળના પાણીનું પાન કરવું સદા,
પરિક્રમ્મા કરો ધ્યેય મુખ્ય રાખી....૩૨
૮-૭-૮૦

જ્વર પાછળ પડયો રોજનો સાથી થયો,
ડરે એથી તો રંગનુ નામ લાજે,
તાવ સ્હેજ ઉતરે પ્રયાણ પાછું આદરે,
પચ્ચીસ માઈલનો નિત પથ કાપે,
પવન વેગી હતી ચાલ હોંશે ભરી,
એની શક્તિનું માપ ત્યાં કોણ માપે,
છપ્પન માઈલનો પંથ કાપ્યો એક દિ'
જો કહું કોઈને સાચું નવ માને ૩૩
ભરુચ નારેશ્વર તણું અંતર છત્રીસનુ,
સવારે નિકળી એ બપોરે પધારે
એકસો ને આઠ દિ' ચાલતાં અવધૂતનો,
બે હજાર માઈલ તણો પ્રવાસ થાયે,
પૂછે જો કોઈ પરિક્રમાવાસી તો,
દુઃખ શોધું કહી ઉપહાસ કરતા,
આત્મ સ્વરુપથી આત્મને ઓળખે,
જીવમાત્રમાં ભગવાન ભાળે. ૩૪
મનને મારીને દુઃખ અનુભવતાં,
મનોનાશ કરવા તણાં હેતુ સાધ્યા,
રીછ અને વાઘની કસોટીએ ચઢયા,
ના ડર્યા લેશ કે વ્યગ્ર થાતા,

ગુરુદેવ દત્તની ઘોષણા ત્યાં કીધી,
લાકડી ઠોકીને અડીખમ રહેતાં,
હિંસકની દૃષ્ટિમળી પ્રસન્નતાની ઘડી,
સંત દર્શન કરી તે પાછા વળતા....૩૫
માત રેવાજીને શરીર સોંપી દીધું,
પ્રાણને હાથમાં રાખી ફરતાં,
જોઈતું પૂરું કરે માત રેવા સદા,
અનેકાનેક અનુભવ થાતાં;
એક દિ' થાક પ્રવાસનો વધુ લાગતાં,
સ્નાન રેવાજીનું જેમ તેમ કીધું,
સ્ફૂર્તિ આવી અંગમાં થાક ઉતરી જતાં,
ભૂખ જાગૃત થઈ હવે શું રે ખાવું !....૩૬
ક્ષુધા વસમી થઈ માખણ ભાખરી મળી,
કોની હશે ? આવી ક્યાંથી ! કેમ ખાવી !
ત્યાગ તેનો કીધો, નજર પણ ના કરી,
ભૂખ સાથે પુનઃ વિદાય લીધી;
ફરી ત્રણ માઈલે દૃશ્ય આવી ખડું,
ફેર એટલો માખણ વિના ફક્ત ભાખરી,
ત્યાગ પાછો કીધો, આદેશ અંતે થયો,
તાજી ભાખરી ખાઈ ક્ષુધા શાંત કીધી....૩૭

વેશ એવો હતો પાગલ બાવા જેવો,
ગુલફી મોટાંને હાથમાં લાકડી;
ઘરવખરી હતી, ઓલિયું ઝોળીમાં,
અંજન, પુસ્તક, ગોળ, લોટા, [1]નરાણી !
ગોળના જળ થકી પરિક્રમા પુરી કરી,
દૂધ રેવા તણું જોઈએ તેટલું;
ભીક્ષાની ચિંતા નહીં દત્ત ચિંતન હતું,
ફકીર થઈ ફિકરનું પાન કીધું....૩૮
ગણતરીનાં દિનમાં પરિક્રમા પુરી કરી,
ગુરુમૂર્તિ–ચરિત્રનું કામ લે છે,
માસ છ વિતતાં કામ પુરું કર્યું,
ભરુચના ભૂતનાથ મહાદેવ દહેરે;
ગુરુ આજ્ઞા થકી વાસુદેવા તણો,
ગ્રંથ સર્જ્યો અતિ રમ્ય પદનો;
આમ નિર્દિષ્ટ એ કામ પુરું થયું,
અંત પ્રાર્થના અને સંકીર્તનોનો....૩૯
રંગ – હૃદયને દત્ત – નામ – સ્મરણ,
ગુરુલીલામૃત ગ્રંથ નિર્માણ કીધો,
કોઈ ધન્ય પળ આવતી ગીત ટપકી પડે,
સંગ્રહ તો ભજન તણો કંઈક થાતો;

---

૧ કાંટા કાઢવાનું સાધન

અન્ય ગ્રંથો થતા સત્ય દત્ત વ્રત તણાં,
અવધૂતી—આનંદ ને અષ્ટ—ગરબી;
સંગીત ગીતા વળી પત્ર ગીતા બની,
ઉષઃપ્રાર્થના ને વળી દત્તબાવની... ૪૦
દત્ત દર્શન થયા આર્ત ભાવે સદા,
વિરહ તેનો કદી સહન ન થાયે;
દિવ્ય દર્શન પછી દેહની જે સ્થિતિ,
વર્ણવતાં દિલ મારું નાચી ઉઠે;
દર્શનની અનુભૂતિ માણ્યાં પછી રંગથી,
કંઈક જનો પ્રભાવિત થાતાં;
શરીર લથડી પડ્યું અંત આવી ગયો,
એમ માનીને પ્રાર્થના અસ્ય કરતા....૪૧
એ વાંચતાં જ જનો ને કલ્પનાં આવશે'
રૂધિર વમન ને દાહ બળતી;
મોતને પડકારિયું યમદૂત ભાગી ગયાં,
આવતી વિટંબણા દૂર થાતી;
લાવ લશ્કર સહિત રોજ બોલાવતાં,
'કાંઈ ના કરે તો આબરુ કાળની જાશે;'
ભીષ્મ દાદા સમા માંદગીના દુઃખમાં,
અનૃણી યોગથી લીન ભાસે....૪૨
૯-૭-૯૦

ગુરુ આજ્ઞા વિના ડગ નહિ માંડતાં,
ગુજરાતીઓ પર ઉપકાર કીધો;
ગુરુલીલામૃત તણી દેવ આજ્ઞા દીધી,
ગ્રંથ પ્રકાશન પછી ધર્મ મેળો,
ઉત્સવ મોટો થયો દત્ત જયંતિનો,
શ્રી-ક્ષેત્ર નારેશ્વરે જોવા જેવો;
અનેક માણસો પ્રસાદ લેતાં સદા,
એ ના જોયું તેનો અવતાર એળો....૪૩

ઉત્સવ મોટા અને ફંડ ફાળો નહીં,
જે ને જેમ ગમે તેમ કરતાં;
ધંટીઓ માંડતાં પાણી બધાં લાવતાં,
અવધૂતી મર્યાદા કદી કોઈ ના લોપતાં;
દીનતા યાચના લેશ કરવી નહીં,
પોતે ધંટીઓ લઈને હાથે પીસતાં;
પોતે પાણી લાવતાં ભકતો સાથે મળી,
તે પાણીએ રસોઈના અધરણ મુકાતાં....૪૪

સાક્ષર કવિરત્નશ્રી મર્દ મેઘાણીએ,
મુકત કંઠે પ્રશંસાની ગાથા ગાઈ;
બાવની સ્તોત્રથી પાક પાકે સદા,
બાવની સ્તોત્રથી લાવે પાણી;

એક અવધૂત એ સંત એવો હતો,
જેના નામની ગુર્જરે હોક વાગે;
કાવ્યમય જીવનને સહકારની ભાવના,
સંતનાં તપતણી જ્યોત જાગે....૪૫
નારેશ્વરનાં સંત પ્રસિદ્ધિ એ પામતાં,
નર્મદા વિહારી મટી નિવાસી થાતાં;
ભૂત બાધા વળી, પ્રેત બાધા વધી,
દીન દુઃખિયા તણાં ઉદ્ધાર કરતાં;
ભક્તિની ભાવના પૂર્ણતા પામતી,
જોઈને નિર્મોહી દિંગ્મૂઢ થાતાં;
ઈષ્ટ પામે ન માગે કદી કાંઈ જ,
તે વળી ભક્ત પાસે કદી કાંઇ માંગે ?....૪૬
માટલી, પાટલી, નાનીશી ટોપલી,
ઘરવખરી રંગની જોવા જેવી;
ભાખરી પુરીઓ આપતાં કો'કતો,
ઢાંકવાં જોઈએ એક નાનીશી ટોપલી;
ભાઈ નારાયણ તે દિવ્ય પંથે ગયા,
નિઃસંગી રંગને સંગ માનો થાતો;
ક્ષેત્ર વિસ્તરતું ગયું સ્થાન ગૌરવ વધ્યું,
ષષ્ઠિપૂર્તિ તણો ઉત્સવ થાતો;

માસ્તર વસંતનું દિલ નાચી ઉઠયું,
આવીઆ જે અહિં તે ગયા ફાવી;
યજ્ઞયાગાદિ ને વેદપાઠો થયા,
શાંતિનિકુંજ તે બન્યું મંદિર માનું....૪૮

બિમારી માતની સેવા તેની કીધી,
અંતે માજી ગયા દઈ હાથ તાળી;
પ્રવાસ સહસા કર્યો જ્યોત જલતી રહી,
નૈમિષારણ્ય જઈ ભક્તિ કીધી;
વ્યોમ વિહારી થઈ વિદેશમાં ઘુમતા,
કમ્પાલા, ઝામ્બિયાં, આફ્રીકા પ્રવાસે,
માતૃ-સ્મૃતિ તણો ટેક મનમાં હતો,
ધાર્યું પૂરું કર્યું, માતૃ-તીર્થ બનાવે ...૪૯

પદયાત્રા તણો સત્કાર સ્નેહે કર્યો,
બિચારાને ઘણો યશસ્વી બનાવ્યો;
જયપુરે જઈ જન્મ ઉત્સવ કીધો,
સદેશ ત્યાંથકી આખરી કીધો;
જે માનવો હોય તો માનજો બાળકો,
હરદ્વારે જઈ મુકામ કીધો;
નહોતી ખબર ત્યાહરે કે પાડશે દેહને,
કકડતી કાળની કંપરી આવશે....૫૦

દત્તબાવની ગાઈ ગવડાવીને,
અચાનક આવી એ કાળવેળ;
કારતક માસની કાળમુખી ચૌદશે,
વિદ્ધ અમાસને વાર ભોમ;
રાત્રીના સમયમાં નવ પૂર્ણાંકમાં,
જોત જોતાં રંગે લીધાં રિસામણાં;
સર્વે ભક્તો તણાં વદન ઝાંખા થયાં,
કાળની કાલિમા ઘનઘોર છવાણી....૫૧

નવદ્વાર, પૂર્ણાંક વળી ભક્તિ ને નાગ નવ,
યોગીશ્વરો, ગ્રહ, ખંડ નવ, જાણ;
જગતનું નવ મહીં ગણિત સમાયું ને,
જનમ તારિખ એકવીસ નવેમ્બર;
ધુવડની ચીસ પડી ફાળ પેટ પડી,
બિચારાના રંગની પાંપણો બિડાણી;
નવતણા સમયમાં રંગ નિઃસંગ થઈ,
વિલીન થઇને સદા લીલા સમેટી ...૫૨

ગાય, ગવાડે, સાંભળે, જીવન બાવની જેહ;
સપનાનો સોદાગર થઈ, દર્શન દેશે તેહ

## સે'જ કહેવું હતું

(રાગ : સોમિયા વિનાના મારે ભમવાતા ડુંગરા૦)

રુસણાની રીત ને'ય આવી હો રંગા !....ટેક૦
તે લેવા પહેલાં સે'જ કહેવું હતું.

તારાની સાથે તેં તો લીધાં રીસામણાં,
(તો) તે લેવા પહેલાં સે'જ પૂછવું હતું....રુસણાની૦૧

ગંગાની ગોદ તને વ્હાલી લાગી રંગા !
રેવાની ગોદ શું ખોટી હતી !

લીમડાની છાંય તારે છોડવી'તી રંગા !
(તો) તે છોડવા પહેલાં સે'જ કહેવું હતું....રુસણાની૦૨

સૂના નારેશ્વરના જંગલમાં રહીને !
તારા ભકતોનું દિલડું દેખવું હતું.

હાથ ઝાલીને તેં હડસેલ્યાં રંગા !
(તો) ઝાલવા પહેલાં સે'જ પૂછવુ હતું....રુસણાની૦૩

તારા વિરાટમાં વામનજી થઈને,
મીઠા લીમડાની લીંબોડી તોડવી હતી,

ગંગાના વ્હેણમાં તારે મુકવા'તા દિવડાં,
(તો) મુકવા પહેલાં સે'જ -કહેવું હતું....રુસણાની૦૪

લીમડાની ડાળે બોલે કોયલ ને મોરલાં,
તેના પ્રલાપો તારે સુણવા હતાં.

જાતાં જાતાં હરિદ્વારે જયપુરથી,
(તો) તે જવા પહેલાં સે'જ પૂછવું હતું....રૂસણાની૦૫

સ્થૂલ સ્વરૂપનું એક સ્વરૂપ તારૂં,
-સૂક્ષ્મ સ્વરૂપે પલટાતું હતું,
છોડી બિચારાને ગયો હરિદ્વારે,
(તો) તે જતાં પહેલાં સે'જ કહેવું હતું....રૂસણાની૦૬



## અંતરની વાત.

( રાગ : કોઇ કોઈનું નથી રે કોઇ કોઇનું નથી૦ )

વ્હાલા ! અંતરની વાત કહું મારી, મારા રંગ વિના મને
ગમતું નથી, ગમતું નથી.

ગયો હારી હું તો આંસુડા સારી....મારા રંગ વિના મને
ગમતું નથી, ગમતું નથી.

કોણ જાણે ! ભગવાને એને કેમ બોલાવ્યાં;
દીલ જીતનારા રંગ કેમ પાછા ન આવ્યાં.

નારેશ્વરે થયું સૂનકા....ર મારા રંગ વિના મને
ગમતું નથી, ગમતું નથી.

શાંતિભાઇએ જયપુરમાં એને બોલાવ્યાં,
આખરી સંદેશ એણે ત્યાંથી કહાવ્યાં,

ખરે એતો ભાવના ભગવા....ન મારા રંગ વિના મને
ગમતું નથી, ગમતું નથી.

મનની મુઝવણ હવે કોને જઇ કહેવી!
વગર વાંકે વાંલે દીધાં હડસેલી,
રડીએ હવે દિવસ ને રા....ત, મારા રંગ વિના મને
ગમતું નથી, ગમતું નથી.

દંડ, કમંડલ, માળા, લાકડી 'ને પાવડી,
અવધૂતી આભૂષણો દીધાં ઉતારી,
એ તો ગયા બિચારાથી દૂ....ર મારા રંગ વિના મને
ગમતું નથી, ગમતું નથી

* ૨૧-૩-૯૦

## રંગ રિસાયો

(પૂ શ્રીનો) જીવનદીપ હોલવાયા પછી મૃતદેહને દીલ્હીથી અમદાવાદ અને અમદાવાદથી નારેશ્વર લાવ્યા. ગામે ગામ એટલી માનર મેદની કે પાર નહિ. અને નારેશ્વરમા પણ ખુબ જ માનવ મહેરામણ ઉલટયો હતો, કે અનેક ઉત્સવો નારેશ્વરમાં થયાં અને મેં નજરે જોયેલા; છતા આટલુ માનવ કદી જોયું ન હતું ઘણાંને રડતા, માથા કૂટતા તથા ભેટીને રડતા અને મુમુક્ષુની માફક એક ખૂણે બેસી અંતરના ઊંડા નિશ્વાસ નાખતાં પણ જોયા. જીવનભર ભૂલી ન શકાય તેવો દિવસ ઉગ્યો અને આથમ્યો.

નારેશ્વરમાં આવ્યા પછી પૂ. શ્રીને અગ્નિ સંસ્કાર થયો અને પાછો ફર્યો ત્યાં સુધીનો આખો દેખ્યો હેવાલ બધો જ કાવ્યમાં

આપવો અશક્ય છે છતાં સામાન્ય હેવાલ આ કાવ્યમાં ભક્તોના ભાવની સાથે ઉતર્યો છે આ સમર્થ સતની રહેણી કરણી તથા એના મૌનમાં પણ પ્રત્યેક સંતના નામે ઉપર એની સમાધિમાથી પ્રેરણા મેળવશે ]

## રંગ રિસાયો

(રાગ : રકત ટપકતી સો સો ઝોળી૦ )

અશ્રુ સરકતા અનેક જીવો નારેશ્વરમાં આવે,
કો મોટરમાં, પગે ચાલી કો મૂઠીઓ વાળી દોડે,
રંગને યાદ કરતા રે,
છૂટી પોકે રડતા રે....૧

કોની માતા, કોના પુત્રો, કોનો છે પરિવાર,
એકાએક આ દેહ વિલયથી આપ્યો જગને સાર,
અચાનક રંગ રિસાયો રે,
માન્યો, ના મનાયો રે....૨

ગામે ગામથી ભક્તો આવે, અંતિમ દર્શન માટે,
'હાય ગયા એ', એમ બોલતા સૌ અંતરની આહે,
ભક્તો માથા કૂટતા રે,
દેહથી થર થર કંપતા રે....૩

પ્રેમના પીયૂષ પાનારાએ વિરહે ઘેરી લીધાં,
વાતવાતમાં શ્રાવણના સરવરિયા પડવા દીધાં,

નાંખે ઊંડા નિસાસા રે
દેતાં ખટતાં દિલાસા રે....૪

સહુ ભક્તોના જીવનતણી એ કારમી કાળી રાત હતી,
કારતક વદની ચૌદસ કેરી મંગળની એ વાત હતી,
હંસો મૂક થઈ બેઠો,
ગોઝારો દિ' ઉતર્યો દેઠો....૫

દાઢીના એ સફેદ વાળમાં ભક્તોનાં દુઃખ દર્દ હતાં,
મંગળ જગતું કરવા માટે અવનિ પર અવતરતા,
બધું એ યાદ સહુ કરજો,
વસમા આંસુડા ભરજો....૬

એના જીવન અને કવનથી કૈંકને પ્રેરણા મળશે,
એક મટીને અનેક રૂપે અજવાળાં પાથરશે,
દીપ નથી બુઝાયો રે,
ઘટ ઘટમાં ફેલાયો રે....૭

સૌ ભક્તોની હૃદવીણાના ઝણઝણી ઉઠયા તાર,
કાળની સંગે અબોલ સતા, રંગ ગુરૂને દ્વાર,
કંઇ ના વાતો કરતા રે,
ભાવનું ભાથું ભરતા રે....૮

પોઢયા શ્રીરંગ જેને પેટે મા રૂકમાની યાદ હતી,
આશા એની જગને ઉજળી નિરાશામાં ફેરવાતી,

માના મંદિર સામે રે,
બની ચંદનની ચિતા રે....૯

ચૈતન્ય વિહોણા દેહને એના, રેવામાં નવરાવે,
ચંદન કાષ્ઠની ચિતા બનાવી તેના પર સુવરાવે,

મુખથી દિગંબરા બોલે,
ભક્તો ફૂલ, અત્તર, વેરે....૧૦

આ ચિતામાં મુકવા માટે આગ લાવે ૧અલવણી,
ચિતા ભડ ભડ બળતી, રંગે ધગતી પિછોડી ઓઢી,

હોલવી કેમ હોલવાયે રે,
બાળો ભેટી રડતા રે....૧૧

જીવન દીપ બુઝાયો રંગનો, આંસુઓ હવે ખૂટતાં,
એની ચિતાના દર્શન કરીને અંજલિઓ સૌ દેતાં,

બાળો રડતાં રડતાં રે,
પાછું ફરી ફરી જોતાં રે....૧૨

સ્થૂલ સ્વરૂપના અવધૂતજીને સૂક્ષ્મ રૂપે નિહાળો,
અવિનાશી છે નિશ્ચય માનો, પ્રેરણા પીયૂષ પામો,

---

૧. અલવણી દાદા.

રંગ લુપ્ત થયો નથી રે,
જેમનો તેમ રહ્યો છે રે....૧૩

એ અવધૂતના સ્મારક આગળ ધીમે ધીમે સંચરજો,
દીવાનું ત્યાં તેજ પડે ના, તેની વ્યવસ્થા કરજો,

પાસે ધૂપદાની ધરજો,
વંદન બે હાથે કરજો....૧૪

જે, સમયે ફરતાં, સમયે હસતાં, પ્રેમથી વાતો કરતાં,
ગુફામાંથી જતાં 'આવતાં,' મીઠો ઠપકો દેતાં,

બધું યાદ સહુ કરજો
બને તો બે ફૂલાં ધરજો....૧૫

બે લાકડાની પાદુકાનું પ્રેમથી પૂજન કરજો,
એની રક્ષા કાજે સદાયે દત્તને પાયે પડજો,

ચંદન આંસુથી ઘસજો,
ટપકું તેના પર કરજો....૧૬

એની ભસ્મ પડી ભૂમિ પર ત્યાં સ્મારક મોટું કરજો,
ભવિષ્યની પ્રજાઓ માટે પ્રેરણા તેમાં ભરજો,

માના લાડીલા તણી રે,
જીવનલીલા સમેટાણી રે....૧૭

માતૃશીલાના પત્થર સામે બીજો આરસ, ગોઠવજો,
બિચારાના ભાવની શાહીથી અક્ષર તે પર લખજો,

કલમ કલેશની કરશો [2]નવ,
લખજો 'પરસ્પર દેવો ભવ'....૧૮

ॐ નમઃ શિવાય

દોહો :– નારેશ્વર ક્ષેત્રમાં શિવજી રે બેઠા,

જેનું નારેશ્વર મહાદેવ છે નામ.
દર્શન કરીને પાવન થાયે
ભક્ત આજે તમામ,

કપર્દીશ છે શિવજી રે એવા, નારેશ્વરમાં બેઠા રે,
જટામાં તો ગંગા બિરાજે, અર્ધાંગે ઉમિયાજી રે,
રેવા તટના પાવન વનમાં વસતા ગળે છે માલા રે,
ત્રિપુંડ તિલક શોભે લલાટે, ભાલે શશી વિરાજે રે,
સ્વયંભૂ શંકર આવીને બેઠા નારેશે વનવાસે રે,
નટરાજ શરીરે સુંદર શોભા સર્પઆભૂષણ ભીષણ રે.
ડીમાક ડમરું ડમડમ બાજે, વ્યાઘ્રામ્બર અતિ ઉત્તમ રે,
ત્રિશૂલ પિનાકિન હાથે રાખે, ગળે રૂદ્રાક્ષની માલા રે.
મહાદેવ મોટા દેવ રે એ તો કૈલાશના ભૂપાલ રે,
એવા વેષે આવ્યા નારેશે અવધૂતે લીધો સાથ રે.

---

૨ નહિ.

મહા શિવરાત્રિએ પૂજન થાએ ભક્તોના દુઃખ હણાય રે,
ફણિપતિ આવી બેઠા નારેશે સર્પો સઘળા ભાગે રે.
પાલન કર્તા, શિવ, વિધાતા એ ત્રણે દેવ તે દત્ત કહેવાય,
બિચારાને હૃદયે વસજો સદા સર્વદા નમઃ શિવાય

*

## આરતી શ્રીરંગ અવધૂતજીની

જય દેવ, જય દેવ, જય રેવા તટ વાસી, ગુરુ રેવાતટવાસી
દંડકમંડલ ધારી (૨) જય નિંબતરુવાસી....
જય દેવ, જય દેવ.

મારા મનના માન્યા દેવ, જય રંગ અવધુત સ્વામી
(૨) ગુરુ રંગ અવ૦

તને ભજું હું ભાવે (૨) નારેશ્વર વનવાસી....જય દેવ, જય૦
નેત્ર તેજ અદ્ભુત જય કૌપિન ધારી (૨) ગુરુ જય–કૌપિન
કાંધે શ્વેત પિછોરી (૨) કર્પટ કંથા ધારી....જય દેવ, જય૦
કમ્પાલા, ઝામ્બીઆ, લિવિંગસ્ટને વસયિા (૨) ગુરુ લિવિં૦
વિદેશીના મન હરખ્યા (૨) સંદેશ કંઈ દીધા....જય દેવ જય૦
જયપુરનો સંદેશ આખરી કહેવાતો (૨) ગુરુ આખરી૦
'તમારું માને ન કોઈ (૨) દોષ તમારો જોજો'....જય દેવ જય૦
સંયમનો લંગોટ, હરત ગળે માલા (૨) ગુરુ હરત ગળે૦
પાવડી ખટખટ થાય, આંખે ચશ્મા કાળા.... જય દેવ, જય૦

દ્રષ્ટિ માત્રથી આપ સૃષ્ટિ કરતા સ્વામી (૨) ગુરુ સૃષ્ટિ૦
ગુરુ ગૌરવનું માન (૨) મૌન ભરી વાણી.... જય દેવ૦
વિઠ્ઠલના દુલારા મા રુકમાના જાયા (૨) ગુરુ મા રુકમા૦
બાપજી ભક્તજનોના (૨) ખિચારામાં વસિયા.... જય દેવ૦
ભક્તોદ્ધારણ કાજે દેશ-વિદેશ ફર્યા (૨) ગુરુ દેશ૦
હરિના દ્વારે જઈને (૨) બ્રહ્મલીન થાતા.... જય દેવ જય૦
આ આરતીનો મહિમા નિત કોઈ ગાશે (૨) ગુરુ નિત૦
સંકટ સઘળા ભાંગી (૨) રંગ દર્શન થાશે૦
....જય દેવ૦

*

## 'શ્રી રંગ ધૂન'

(૧) શ્રી રંગ જય રંગ, જય જય રંગ,
શ્રી રંગ જય રંગ, જય જય રંગ,

(૨) જય જય નારેશ્વર અવધૂત
દિગંબર પાંડુરંગ અવધૂત.

(૩) રંગ અવધૂત રે રંગ અવધૂત, નારેશ્વરનો નાથ
મારો રંગ અવધૂત,

(૪) ગિરનારી અવધૂત કી, જય શ્રી પાંડુ રંગ કી,
જય શ્રી પાંડુરંગ કી, જય જય રંગ અવધૂત કી.

(૫) રંગ રંગ રંગ, પાંડુરંગ રંગ,
જય રંગ જય પાંડુરંગ રંગ

## સ્વીકાર

પહેલી અને બીજી આવૃત્તિની બે હજાર નકલના છાપકામ માટે પૂ. શ્રી બાપજીની પ્રેરણાથી નીચે પ્રમાણેની વ્યક્તિઓ દ્વારા આર્થિક સહાય મળી છે; તે બદલે એ બધા રંગાનુરાગી ભક્તોનો હું જાહેર આભાર માનું છું. બીજી આવૃત્તિના ૭૫૦ કોપી (પુસ્તિકા) નારેશ્વર ટ્રસ્ટને અર્પણ કરી, તેની વતી આવકથી ત્રીજી આવૃત્તિમાં થોડીક સહાય થાય એવી સદ્‌ભાવના સાથે ત્રીજી તથા ત્રીજી આવૃત્તિ પછીની બધી આવૃત્તિઓના હક્કો નારેશ્વર પ્રકાશન ટ્રસ્ટને અર્પણ કરું છું.

રૂ. ૫૦૧ શ્રી ઇશ્વરલાલ કે. દેસાઈ   એન્ડોલા, ઝામ્બિઆ (આફ્રિકા)
ઠા. રમણલાલ કે. વસી

રૂ. ૫૦૦ શ્રી શામજીભાઈ ડી. વીરા }
શ્રી વલ્લભજી ડી. વીરા } વીરા બ્રધર્સ   (મુંબઇ)

રૂ. ૩૦૧ શ્રી પી. જી. દેસાઈ (પ્રભાત)   ,,

રૂ. ૩૦૧ શ્રી પરાગજી જી. દેસાઇના પુત્રો તરફથી પિતાશ્રીના નિમિત્તે ,,

રૂ. ૨૦૧ શ્રી નાનુભાઈ કે. વસી એન્ડો. ઝામ્બિઆ   (આફ્રિકા)
ઠા. રમણલાલ કે વસી

૧૦૧ રુક્ષ્મણિબેન વનમાળીદાસ પટેલ

૧૦૧ દીવાળીબેન વનમાળીદાસ પટેલ

૧૦૧ શ્રી રમેશચંદ્ર એસ. ગાંધી   (મુંબઇ)

૧૦૧ શ્રી મણીભાઈ બી. પટેલ   ,,

૫૧ શ્રી ધનસુખ ઠા.   ,

૫૧ શ્રી બલ્લુભાઇ દેસાઇ   સુરત

એ સિવાય બીજા પણ એક બ્હેન છે જેમણે આર્થિક મદદ કરી છે અને પોતાની ગુપ્તતા જાળવવા માગે છે, જેથી તેમનું નામ પ્રગટ કર્યું નથી.

લી૦
"બિચારો"

સુધારો : ત્રીજી અને ત્રીજી પછીની આવૃત્તિના હક્કો નારેશ્વર ટ્રસ્ટને અર્પણ કરું છું. તથા બીજી આવૃત્તિની બધી કોપી પ્રકાશનના મારા હક્ક સાથે અર્પણ કરું છું.